# ચિત્રલેખા

---

રમણ ન. વકીલ

સૌભાગ્ય તું, જીવન તું, બળપ્રેરણા તું,
નૈરાશ્યના તિમિર આશાની દીવડી તું.

પ્રો. સુંદરજી ગો. બેટાઈના ટિપ્પણ સહિત

---

સવા રૂપિયો

૧૯૪૦

સર્વ હક્ક કર્તાને સ્વાધીન

આ સંગ્રહમાંનાં કાવ્યો અન્યત્ર કોઈપણ પ્રકારે પ્રગટ
કરવા પહેલાં કર્તાની સંમતિ મેળવવી જરૂરની છે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૨૧૪૨

પહેલી આવૃત્તિ

ફેબ્રુઆરી ૧૯૪૦

પ્રકાશક: રમણલાલ નરહરિલાલ વકીલ, ધી મોડર્ન સ્કૂલ, સિક્કાનગર, મુંબઈ ૪.

મુદ્રક: કે. ટી. શેટે, તત્ત્વવિવેચક પ્રિ. પ્રેસ, બેલાસીસ રોડ, ભાયખલા, મુંબઈ ૪.

# અનુક્રમ


| | | પૃષ્ઠ | | | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧ | જીવનસખીને– ... | ૧ | ૩૦ | મૃત્યુશય્યાથી– ... | ૫૬ |
| ૨ | અરે હૈયું નાનું ... | ૩ | ૩૧ | અશ્રુને– ... | ૫૭ |
| ૩ | સ્રષ્ટાને– ... | ૪ | ૩૨ | સૌભાગ્ય ... | ૫૮ |
| ૪ | તમે શહીદો ... | ૫ | ૩૩ | માર્ગદર્શન ... | ૫૯ |
| ૫ | પુણ્ય સ્હવાર ... | ૧૪ | ૩૪ | મીઠી પળ ... | ૬૦ |
| ૬ | મને ગમે છે ... | ૧૫ | ૩૫ | પ્રણય–ગ્રંથી ... | ૬૧ |
| ૭ | પ્રાતઃસ્મરણ ... | ૧૯ | ૩૬ | અદૃષ્ટ–દર્શન ... | ૬૨ |
| ૮ | ઐશ્વરી છંદ ... | ૨૦ | ૩૭ | અનાથ નાવ ... | ૬૩ |
| ૯ | તૃષ્ણા ... | ૨૧ | ૩૮ | સ્મરણવીણા ... | ૬૪ |
| ૧૦ | એક પ્રશ્ન ... | ૨૨ | ૩૯ | સમીક્ષા ... | ૬૫ |
| ૧૧ | સૈનિકોની સમાધિ ... | ૨૩ | ૪૦ | કટુ શબ્દો .. | ૬૯ |
| ૧૨ | ચિત્રલેખા ... | ૨૫ | ૪૧ | સાદ ... | ૭૦ |
| ૧૩ | કાલ-સમન્વય ... | ૨૬ | ૪૨ | શું યાચું ... | ૭૨ |
| ૧૪ | વિક્ટોરિયાના ઘોડાને–... | ૨૭ | ૪૩ | પ્રેરણા ... | ૭૩ |
| ૧૫ | વિભુનો ગ્રંથ ... | ૩૧ | ૪૪ | એકલાં ... | ૭૪ |
| ૧૬ | માનવયંત્ર ... | ૩૨ | ૪૫ | હૃદયવાદ્ય ... | ૭૫ |
| ૧૭ | હિકમતની પેશાની ... | ૩૩ | ૪૬ | હજી યે ઉચ્ચરે ... | ૭૫ |
| ૧૮ | ઋતુરંગ ... | ૩૪ | ૪૭ | શરદ પૂનમ ... | ૭૭ |
| ૧૯ | તાદાત્મ્ય ... | ૩૬ | ૪૮ | દ્વારે ઊભા કૂતરાને ... | ૭૮ |
| ૨૦ | જીવનરંગ ... | ૩૮ | ૪૯ | અધીર ઉર ... | ૮૦ |
| ૨૧ | કશ્મીરનાં સંસ્મરણો ... | ૩૯ | ૫૦ | એક નિવેદન ... | ૮૧ |
| ૨૨ | કરુણ માધુરી ... | ૪૪ | ૫૧ | રાગિણી ... | ૮૩ |
| ૨૩ | યાચના ... | ૪૫ | ૫૨ | ઘેરી ઘાટા ... | ૮૬ |
| ૨૪ | દિવાસ્વપ્ન ... | ૪૬ | ૫૩ | ભુંડના સર્જકને– ... | ૮૭ |
| ૨૫ | હોત તો ... | ૪૮ | ૫૪ | અજંતા ... | ૯૦ |
| ૨૬ | બંધન ... | ૪૯ | ૫૫ | પૂ. નરસિંહરાવને– ... | ૯૨ |
| ૨૭ | મિલન ... | ૫૦ | ૫૬ | શાયરને– ... | ૯૪ |
| ૨૮ | ગુનેહગારી ન નાદાની... | ૫૧ | ૫૭ | નર્મદને– ... | ૯૫ |
| ૨૯ | ત્રિનેત્રીને– ... | ૫૨ | ૫૮ | લખું? નવ લખાય ... | ૯૬ |

ટિપ્પણ ૯૭–૧૦૮

## આ લેખકનાં પુસ્તકો

---

ઉરતંત્ર અને નાટ્યકલા

૧૯૩૧ એક રૂપિયો

પ્રણયકાવ્યો

૧૯૩૨ દોઢ રૂપિયો

હૃદય-ઝરણાં (અનુવાદ)

૧૯૩૪ એક રૂપિયો

ત્રણ નાટકો

૧૯૩૪ એક રૂપિયો

ચિત્રલેખા

૧૯૪૦ સવા રૂપિયો



### મળવાનાં સ્થળ

આર. આર. શેઠની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

ધી જનરલ બુક ડેપો
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રોડ, અમદાવાદ.



# જીવનસખીને—

હરિણી

સખી, ઉછળતા હૈયાવેગે પદે તવ એકદા
પ્રણયકુસુમો કૂણાં ચૂંટી ધર્યાં, ઉરમાં લહી—
મધુરપ મધી રે'શે એની સદા તવ જીવને :
મનુજઉરની આશા મ્હારી કહે ફળી કેટલી ?

હજી ન સમજું ભાવો શાને જ અંગત દીલના—
પ્રગટ કરવા ધારી મેં એવડી ઉર કામના ?
ફલિત થઈ ના આશા મારી, ફુલો વણસી ગયાં,
ઉરધડકના ભારે લાદયાં, અહંરસથી ભર્યાં.

શિખરિણી

વિલાઈ મારાં એ કુસુમતણી શોભા સખી, છતાં
ઉરે મારા મોંઘી મધુરપ ભરી છે પ્રણયની.
ધરું પાછાં તારે ચરણ કુસુમો આજ નવલાં,
સખી, એથી ચે કૈં મધુરતર ભાવો હૃદયના.

કદી સૌંદર્યે વા પરિમલ વિશે હોય અધૂરાં,
સખી, માણી લેજે મુજ હૃદયના ભાવ ગ્રહી તો;
છટા-છાયા પૂરી હૃદયતણી શબ્દે ન પ્રગટી
કદી ભાસે તો યે હૃદય-છવિ લેજે જ નિરખી.

સખી, દાવો કો'દિ કવિપદતણો મેં નવ કર્યો,
ન લ્હાવો એ લેવા હૃદય અભિલાષે જરી ધર્યો;
મળ્યા સંસ્કારો જે શિશુસમયમાં તાતથી મને
વળી જ્યોતિર્ધારી કવિકુલથી કેડી મળી, અને–
વસીને પ્રેરાયો લલિતહૃદયે હું તવ સખી !
ઉઠી મારા હૈયે સ્મરણ-સહવાસે લહર કૈં,
વિચારો ને ભાવો જીવનજગનાં દર્શનથકી,
ભર્યા આ શબ્દોમાં સભરહૃદયે મેં પ્રણયિની !

નિરાશા આશાની પળમહીં ઉઠી ઊર્મિ ઉર જે,
હજારો ગાઉ જૈ ક્ષણમહીં વસ્યો વર્ષ શત તે,
ઝીલ્યા પંખી-પ્રાણી-ગિરિઝરણ-સંદેશ ભમતાં,
જીવ્યો, જોયા, જાણ્યા મનુહૃદયના ભાવ અદકા,–
ગ્રહ્યા, હૈયે રાખ્યા સમય કંઈ, ભાવો મહીં ભરી,
સમર્પું આજે આ કવિતકુસુમો પ્રેમથી, સખી.

રહ્યું મારું કૈં ના જીવનમહીંથી દ્વૈત ટળતાં,
સમર્પ્યું જેને મેં ઉર, મન ચહું છું અરપવા;
ન જે મારી પાસે હૃદયભર મારે અરપવું,
ધરું તેથી કાવ્યો ક્ષણભર બની આજ કવિ હું.

મુંબઈ
૪થી જાન્યુ૦ ૧૯૪૦

# અરે હૈયું નાનું...

શિખરિણી

અરે હૈયું નાનું જલધિથકી યે ઘોર ગરજે,
ઝણત્કારે ગાજે, શતઘન શકે આભ ગગડે,
અને સ્પર્શે શબ્દે ધબકી ધબકી કંપી ઉઠતું:
ધરિત્રીનું હૈયું પણ નવ હશે આમ ધ્રૂજતું!

પ્રદેશો આઘેના પળવિપળમાં સાધ્ય મનને,
ન જાણ્યું, ના જોયું નિકટ મનને તે પણ સદા;
તરંગો ને સ્વપ્નાં સ્થલસમયનાં બંધનથકી–
મનુષ્યોને પાંખો દઈ લઈ જતાં વિશ્વતટથી.

છતાં મૂકી માઝા અદય થઈ–ઈર્ષ્યા–ભય ધરી–
રખે સૃષ્ટિ વાધે બલવિભવમાં સર્જકથકી.

ઉભી દૃષ્ટિ સામે જડ જગતની વાસ્તવસ્થિતિ
નિહાળી, યત્નો કૈં વિફળ બનતા કારણ વિના,
તરંગે નાચીને મન મનુજનું એ ઢળી જતું,
બિચારું આ હૈયું શ્રમિત ધબકીને થઈ જતું.

મુંબઈ
૧લી મે ૧૯૩૪

## સ્રષ્ટાને—

શિખરિણી

ઉરે મૂકી આશા નિરવધિ, પછી શક્તિમહિમા
અને યત્નો શાને પરિમિત કર્યા તેં મનુજના ?
તમારે હેવાને જગત રચી પાછું નિરખવું–
નથી, તો મૂક્યું આ જગત સરજી કેમ ભમતું ?

મુંબઈ
૨૮મી એપ્રિલ ૧૯૩૪

# તમે શહીદો ?

ઉપજાતિ

ટકાવવાને સ્મરણો તમારાં
સ્થળે સ્થળે સ્મારક છો રચાતાં,
ભલે ધરાતી પદ પુષ્પમાળા,
કણ્ઠે લખાતી કવિતા યશોદા,
ને શૌર્યનાં ગાન ભલે ગવાતાં.

ના સ્મારકો આ યશ–શૌર્ય કેરાં,
છે સ્તંભ ના આ જય–કીર્તિના વા.
અદમ્ય ભાસે મનુરક્ત કેરી
કણે કણે અંકિત એક તૃષ્ણા,
પાષાણુમાં પાશવ એ જિજીવિષા.

સામ્રાજ્ય મોટાં નવખંડમાંહે
જાણે સદાકાળ જ જીવવાને
જન્મ્યા, કંઇ રાષ્ટ્ર વિનાશવાને,
જેનાં પખાળે પદ સિંધુ સાતે,
જેની ગવાતી ચતુરંત ગાથા:
જન્મ્યા ન જન્મ્યા સહુ થૈ ગયાં તે.

સંસ્કારમૂર્તિ સમ કૈં અનંત
ગયાં ભૂલાઈ મનુકુલરત્ન.
ને વીરશ્રીને વરી ઉતરેલા
કંઈ વીરો ભૂતલમાં સમાયા.

તમે બધા માનવકો નમોલા,
ભરમાયલાં માનવવંશ–ઘેટાં,
જન્મી શીખ્યા પાશવસૂત્ર એક :
મારું, મરું, જીવન સાર્થ એમાં.
મંડૂકદૃષ્ટિ નિરખે તમારી
કૂવાતણી ભીંત, અને કદી કદી
દૃષ્ટિ અકસ્માત જ જાય ઊંચી,
આકાશ એ કૂપ-કિનાર-બદ્ધ !
એ પાર દૃષ્ટિ જગનાં વિશાળ
ક્ષેત્રો વિશે કે જીવને પડે ના.

મને જણાતા મનુવંશશત્રુ,
મારી મર્યા જીવન વ્યર્થ ગાળ્યું.
રાને ફરે બુદ્ધિવનાં બિચારાં
પશુ ય હિંસે તમથી ભલેરાં.
તમે વિના કારણ કૈંક માર્યા,
તો યે ન લોહી-તરસ્યા તમારા
હૈયે દયા-પ્રેમ લગીર જાગ્યાં !

તમે શહીદો ?

મૃત્યુ તમારાં નથી નિષ્કલંક.
હશે તમારા ઉરમાં કદાપિ
સ્વદેશની દાઝ, કુટુંબકેરી
આજીવિકાની ભયભીત ઝંખના :
સેવા પરંતુ નથી નિષ્કલંક આ !
સ્વદેશકેરા અપમાનથી વા

સ્વમાનના ખંડનથી કદાપિ
આંખે ઝર્યાં ખૂન જ ઝેરકેરાં.
સામ્રાજ્ય વિસ્તારતણી ક્ષુધાથી,
કીર્તિતણી ક્ષુલ્લક લાલસાથી
હૈયાં તમારાં બળતાં હશે વા:
કીર્તિ પરંતુ નથી નિષ્કલંક આ.

દેશાભિમાને બળતા ઉરોથી
તમે વિસારી જ વિવેકશક્તિ,
એ સાંકડી પામર ભાવનાના
મોહે તણાઈ મનુધર્મ ચૂકયા.
સ્વદેશના કુંઠિત ક્ષેત્રમાં હશે
લેખાતી ઊંચી કદિ ભાવના એ;
સંહાર કિંતુ મનુબંધુઓનો
પ્રમાણવા પૂરતી ના સમર્થ !
મુંઝાવતી માનવતા વિશાળ
ઊભી ઘણી પામર ભાવનાઓ;
ના ભાવના—ક્ષુલ્લક ઉરભાવ એ !
સર્વસ્વ એ કારણુ હા તજ્યું તમે.
એ ત્યાગ કિંતુ નથી નિષ્કલંક:
હતો મહા માનવવંશદ્રોહ
ગણ્યો તમે જેહ સ્વદેશપ્રેમ.
જે આત્મ-માહાત્મ્યની કલ્પનામાં
ઊડ્યા તમે તે હતી ઇંદ્રજાલ,
છળે ભરી કેવળ આત્મદ્રોહના.

અશક્તને રક્ષણુ આપવાનો,
અનાથને દુઃખથી તારવાનો
ધરિત્રીથી પાપ નિવારવાનો
એ માનવીધર્મ હતો તમારો.

કિંતુ તમે પામર ભાવનાની
ભીંતો વિશે હા! ભટકાઈ જાતાં,
અંધાર વ્યાપ્યાં ઉરમાં તમારાં,
ને જાત સાથે નિજ ધર્મ ભૂલ્યા.
રાચ્યા તમે મારી અશક્ત કૈંકને
રહી સહી શાંતિ ગરીબની હરી
ધરિત્રી અંકે ધરી આપ પાપ,
નદી જગે શોણિતની વહાવી,
સનાથ કૈંને ય કરી અનાથ.

ભક્ષ્યા ઘણા માનવસંઘ, તો યે
શમી તમારી નહિ ભૂખ ભૂંડી,
પ્રત્યેક ભક્ષે વધતી ક્ષુધાથી-
પ્રમાદથી મત્ત તમે થઈને
મૃત્યુ તણા ખેલ કરાલ ખેલ્યા
હોડે મૂકી જીવન કૈં જનોનાં.
પરંતુ પાસા સવળા પડ્યા ના,
ને એક દાવે મદમાં ગુમાવ્યાં-
જે સાધ્યનાં સાધન બે ગણાય
સૃષ્ટિ અનેરા સતથી ભરેલી
હુસ્ને ભરી માનવજીંદગાની.

તમે બધા માનવરક્ત ભૂખ્યા,
આ માનવી જીવનના જુગારી,
ભલા જુગારી, રમવા ઘટે શું
આ માનવી જીવનના જુગાર ?

પ્રચ્છિન્ન આ માનવતા પ્રસુપ્ત
અજ્ઞાનનાં ધારણ વેડફીને
જ્યાં કુંભકર્ણી ઉંઘ ટાળશે ત્યાં
અંધાર-ઘેરી ઉરની ગુહામાં
પ્રબુદ્ધ થાતાં પડશે પ્રકાશ.
અભિન્ન ને એક સમગ્ર રૂપે
ભેળી થશે માનવતા વિશાળ,
સંભાવના એ મનુઐક્યકેરી
આ વિશ્વમાં વ્યાપક જે દિ' થાશે
તે દિ' બધાં સ્મારક આ તમારાં
ગાશે કરાલ તમ'મૂઢ કલંકગાથા.

નો'તો ઉરે કારણ વિશ્વધર્મ,
વા માનવી મુક્તિની ભવ્ય ઝંખના,
વિભાવના વા અહિં સામ્ય સાધવા
અન્યાયઘેરી જગયોજનામાં.

તમે શહીદો ?

શહીદ કલ્પી જગ ભાનભૂલ્યું
ભલે પૂજે ને: પણ ના કદાપિ
ટકી શકે શાશ્વત સત્ય સામે

એ સ્વાર્થની પાથરી ઈંદ્રજાલ-
રંગાઈ રક્તે નિજ બંધુકેરા,
મિથ્યાભિમાની જનના ઘમંડે
રચાયલી પાશવસંહિતા આ.

શહીદ સાચો નિજ બંધુ કેરા
શોણિતપાને કહિ રાચતો શું?
કલ્યાણ કિંતુ કરવા ગરીબનું
શહીદ આપે બલિદાન આત્મનું.
શહીદના શોણિત બિંદુમાત્રથી
અનેક જન્મે અધિકા શહીદો.

શહીદને તે વળી શસ્ત્ર શાનાં?
કદી શહીદો પણ શસ્ત્ર ધારે
નહીં નહીં તે નિજ સ્વાર્થ માટે,
દરિદ્રનાં દુઃખ વિનાશવાને
ધરિત્રીનાં પાપ નિવારવાને.

તે તો શહીદો:
મરે છતાંયે યશમંદિરે તો
સદૈવ જીવંત જ એ શહીદો:
જે બુઝવીને શુચિ આત્મદીપ
પરાત્મમાં દીપક પેટવે છે;
તેવા શહીદો વિરલા જગે છે
તમિસ્ર ગાઢાં નહિ તો હતે ના.

એવો હતો એક ઈસુ શહીદ:
અધર્મનું ઘોર તમિસ્ર ટાળી,
જેણે સૂતી માનવતા જગાડી;

૨૨૧૪૨


ઉદ્ધારવા માનવતા સ્વીકાર્યું
ખીલા થકી 'ક્રોસ' પરે જડાવું;
કાંટાતણો તાજ શિરે ધરાયો,
પદપ્રહારો અપમાન ગાળો
સહ્યાં, પ્રભુપ્રેરિત ધર્મ માટે.
કદી મુખેથી નહિ શબ્દ કાઢયો
અધર્મી પ્રત્યે કટુ રોષ કેરો,
સ્હેવા વિશે ગૌરવ નિત્ય માણ્યું,
કલ્યાણ વાંછયું ઉર બેખુદાનું,
ને તાત પાસે પણ દુશ્મનોને
અપાવવા માફ અધર્મ માટે,
અંધારઘેર્યા ઉર શત્રુઓને
પ્રભુકૃપાનો ઉતરે પ્રકાશ—
એ માટ પ્રાર્થ્યો નિજ તાત એણે,
મૃત્યુ તણી ભીષણ એ ક્ષણેક્ષણે.
શહીદ એવા : ન તમે શહીદો.

હજાર બે બે વરસો વિત્યાં છતાં
હજાર હૈયે હજુ જીવતો એ,
સત્યાગ્રહી એ પ્રભુનો ફિરસ્તો.
દ્રવે ઉરો એ કથની સુણીને
તવારીખે માનવની લખાઈ
કૃતઘ્નતાજન્ય કરાલ ગાથા.
નમે સ્મરી વીરતણું વીરત્વ
વીરો તણાં મસ્તક મુગ્ધભાવે :
શહીદ એવા : ન તમે શહીદો.

દિક્કાલનાં ગાઢ તમિસ્ર ભેદી,
સહસ્રરશ્મિ સમ આત્મદીપ
એનો હજી યે ઝગતો જણાય.
સંદેશ એનો સ્થલકાલ ભેદી
આજે ય ગાજે જનકર્ણમાંહી
ઉરે વસી ભીષણતા ડરાવતો.
હિંસાતણી ઝાળ પ્રચંડ વચ્ચે
ઊભો હજી શાશ્વત મંત્ર એનો–
ભૂલા પડ્યાને પથ એ બતાવતો,
પાષાણને યે દ્રવતા કરંતો,
પશુયને માનવતા સમર્પતો.

સુકાયું ના શોણિત એ હજી યે
એવું જ જાયે વહતું જ ધારે,
પ્રત્યેક બિંદુ નિજ ઉષ્ણ સ્પર્શે
સૂતેલ આત્મામહીં પ્રાણ પેટવે.

દુષ્કૃત્ય આજે નીરખી તમારાં
–રંગાયલાં રક્ત વિશે–ઈસુનાં
અર્ધાં બિડાયાં નયનો મિચાતાં.
અનાથનાં દુઃખ રડી ખૂટેલાં
આંસુ ફરીને ઉર ઊભરાતાં:
સદૈવ એના દુઝતા વ્રણોથી
વહંત આજે શતધાર શોણિત;
બીજાતણાં પાપથકી ઘવાયું–
એનું કુણું માનવ તીવ્ર હૈયું,
ઘવાતું આજે અદકું બિચારું.

શહીદ એવા: ન તમે શહીદો.

તમે શહીદો ? તમ સ્મારકો શું
આ પૂતળાં સ્તંભ અને કમાનો–
પાષાણનાં ? કેવળ પત્થરો આ.

જુઓ,

જુઓ, ભરી સૌ દિશ ગર્જતા આ
તમિસ્ર ઓઢી દળ વાદળોનાં
ધસે: સમીરો અતલાંત ભેદતા
પ્રચંડ વેગે જડ સ્મારકો પરે
ધસે: પ્રલેના પૂર ઉઠતા આ.
પ્રચંડ એ કાલતણાં બળોની
સામે કહો કયાં સુધી સ્મારકો આ
ટકે તમારાં–જગભાર જેવાં ?

રાતો સમુદ્ર
૧૦મી જૂન ૧૯૩૭

## પુણ્ય સ્હવાર

જુગજુગ તારે ગોખ મૂકાયા
    દીવડા જ્ઞાનતણા રે અપાર,
તો ય શેં માનવ! હૈયે તારે
    ઘોર હજી ઘોરે અંધાર?

જુગજુગ તારે આંગણુ ઉતર્યા
    દેવગણોના થોક અપાર,
ઉજ્જડ વગડે મારગ આંકયા
    તો ય તું ભટકે કેમ અસાર?

જુગજુગ તારે દ્વાર ધરાયા
    ઈસુ સરીખા ભોગ અપાર,
તો ય હજી હૈયે બળતી શેં
    હિંસાકેરી ભીષણુ ઝાળ?

જુગજુગ તારે અંતર વરસી
    માનવતા કેરી અમીધાર,
તો ય હજી શેં ના હોલાયે
    આંખતણા આ દ્વેષ-અંગાર?

કયારે તારે આંગણુ સ્હોશે
    જ્ઞાનતણો એ તેજઅંબાર?
કયારે તારે ઉરથી ફુટશે
    માનવતાની શીતળ ધાર?
જુગજુગકેરા ધારણુ ફેડી
    ઉગશે કયારે પુણ્ય સ્હવાર?

ગોધરા
૪થી ડિસેં૦ ૧૯૩૯

# મને ગમે છે

ઉપજાતિ

મને ગમે છે:
અબ્ધિતરંગોની અનંત માળા,
ધ્યાનસ્થ પ્હાડોની પ્રસુપ્ત શોભા,
સંધ્યા ઉષાની સુરખી અનેરી,
વિભાવરીની દિલચશ્પ શાંતિ,
જ્યોત્સ્ના શશીની નવલક્ષ તારા,
ગુલાબની માદક ગંધ-શોભા,
નદી ઝરાની ગત એકધારી;
જેથી ઉઠી માનવની અધૂરી
આશા નિરાશાની અનંત ગાથા.
સાહિત્ય સંગીત અને કલાના
આત્માસમી વ્હેતી કવિત્વધારા.

મને ગમે છે:
જ્વાલામુખીની જીભ સર્વભક્ષી,
સમુદ્રકેરાં ગિરિકાય મોજાં,
કરાલદંષ્ટ્રા વીજ વજ્ર જેવી,
ઉલ્કાભરી ભીષણ ઘોર રાત્રિ,
અશ્વોતણી દારુણ ભવ્ય સેના,
શિરે ઝીકાતી ઝડી હાથિયાની,
ઝંઝાનિલોની ગતિ રાક્ષસી વા;

પ્રલે સમેના નટરાજકેરા–
પ્રકોપશી નાશક કૈંક શોભા:
એનાં ગવાયાં ગીત અલ્પ તો યે
એ યે ગમે છે.

મને ગમે છે:
કંઇ કંઇ એવું મને ગમે છે:
પરંતુ એથી ય ગમે વિશેષ
મને સદા માનવબાળ નાનો,–
નિગૂઢ સૌંદર્ય રસે ભરેલો,
ક્ષણેક્ષણે ભાવ, તરંગ, આશા
વા ભાવનાથી નવરૂપ ધારતો.

મને ગમે છે:
એ સર્વથી સુંદર ને અનેરો,
એ સર્વથી ભીષણ તોય ક્રૂણો,
એ સર્વથી સૂક્ષ્મ છતાં ય ભવ્ય,
એ સર્વથી રુદ્ર છતાં રસીલો
પ્યારો મને એ મનુબાળ નાનો:

મને ગમે છે:
હિમાદ્રિથી છે પડછંદ તો યે
વૃક્ષો સમીપે લઘુકાય જેની,
અંભોધિથી યે ગરજે અધિકો
વિભાવરીથી વધુ તો ય શાંત,
જ્વાલામુખીથી ય વિનાશકારી
સંજીવનીયુક્ત હૃદે છતાં યે,

કઠોર એ વજ્રથકી, છતાંયે-
ગુલાબથી કોમળ ભાવ હૈયે:
ઈર્ષ્યા, ભયે, દ્વેષ વિશે મચેલો,
અંગાર નેનોમહીં ક્રોધકેરો,
હિંસાતણી ઝાળ પ્રચંડ હૈયે
છતાં દયાપ્રેમથકી ભરેલો:
મને ગમે માનવબાળ નાનો.

મને ગમે છે:
અશોક ને શંકર બુદ્ધ જેવા
સિકંદરો કૈસરશા ઘણાને
પ્રયાસમાં આગળ પ્રેરનારો;
ઈસુ વધસ્તંભ ચઢાવનારો,
તેને જ પાછો ઉર પૂજનારો.
સંસ્કારિતાના શિખરે કદા ચઢે
વા પાશવી વૃત્તિની ખીણમાં પડે;
એ રીત ઘેરા ભરતી-પ્રવાહો
ને ઓટનાં ઓસરણાં જગાવી-
જેણે કર્યું જીવન જીવવાશું.

મને ગમે છે:
નિસર્ગથી આથડતો સદાયે,
નિસર્ગખોળો પણ ખૂંદનારો;
હારે છતાં યત્ન ન મૂકનારો,
અનંત આશા ઉર ધારનારો,
કુતૂહલે માનવ જે ભરેલો;

લઘુત્વ, મોટાઈ, પ્રભુત્વ જેનાં
માપી શકાયાં નહિ કોઈ કાળે;
હશે ભલે પામર સત્ત્વવાળો
છતાં વિભુત્વાંશ ધરાવનારો,
આ વિશ્વનું કેંદ્ર બની રહેલો
ગમે મને માનવબાળ નાનો.

અમદાવાદ–ગોધરા
૩જી ડિસે૦ ૧૯૩૯

# પ્રાતઃસ્મરણ

શિખરિણી

પ્રતિપ્રાતઃકાલે પ્રથમ પગલું જ્યાં હું ધરતો
પથારીમાંથી ત્યાં સ્મરણ તવ થાતું સહજમાં,
થતું હૈયે ત્યારે દરદ મુજને કૈં અવનવુંઃ
સુખી સર્વે રીતે જીવન દિસતું સંકટભર્યું.

પ્રિયા દીલે દાઝે મુજ તુજ પ્રતિ જોઈ મમતા,
ખરે મારે હૈયે દ્વિવિધ બની ખૂંચે દુખ તદાઃ
કદી સ્વેચ્છાએ મેં સ્મરણ તવ સ્વપ્ને નથી કર્યું,
છતાં કેડો મૂકે નહિ તું, પછી મારે કયહીં જવું ?

સ્હવારે હાથે હા ! દરપણ ગ્રહી દાઢી ઉપરે
લગાવીને સાબુ ખરરખર અસ્ત્રે ઉઝરડવી,
ખુંપો કાંટાળાને વદન પરથી દૂર કરવાઃ
પ્રતિપ્રાતઃકાલે મૂકહૃદયથી દુઃખ સહવાં.

કદી એ નિષ્ઠાથી પ્રભુભજન જો મેં કર્યું હતે,
અધિકારી આજે અમરપદનો ના બની જતે ?

મુંબઈ
૩૦મી જૂન ૧૯૩૮

# ઐશ્વરી છંદ

દ્રુતવિલંબિત

જગત શાસનની કંઈ ઘેલછા-
થકી પ્રમત્ત પ્રભુ શું થયો હશે ?
સહજ સર્જનની ઉર કામના-
પ્રગટતાં જગ આ પ્રગટ્યું હશે ?

સ્ખલનખેલ જ વિશ્વ સમસ્ત શું ?
અવર ખેલમહીં જગ વિસ્મર્યું ?
અગર આ જગ સર્જકહીન શું ?
જગત કેવળ સ્થૂલ જ સ્થૂલ શું ?

નહિ જ ન્યાય નૃપે તજવો ઘટે,
અદય તાત નહીં જ થઈ શકે,
પ્રગટિયું રમતે સ્ખલને યદી,
વિભુ તને યશ લેશ ઘટે નહીં.

જગત-સર્જન કો' નિયમે થયું ?
અગર ઐશ્વરી છંદનું પૂતળું ?

અંધેરી
૧૮મી ડિસે૦ ૧૯૩૨

# તૃષ્ણા

### શિખરિણી

ઘણું વાંચ્છયું, સાધ્યું તદપિ ઉરતૃષ્ણા નવ શમી,
વિચાર્યું, વાંચ્યું કૈં તદપિ મન તૃષ્ણા રહી ગઈ,
ઘણું જોયું જાણ્યું તદપિ અણુજાણ્યું બહુ રહ્યું,
ઘણું માણ્યું તો યે કંઈક અણુમાણ્યું રહી ગયું.

વધું આઘે આઘે ત્યમ ક્ષિતિજરેખા દૂર સરે,
નિહાળું દૂરે ત્યાં જીવનપથ વિસ્તાર જ ધરે,
ભરું હૈયે ત્યાં તો નવ-અનુભવો સંમુખ ઉભે,
લહું વાંચ્છયું ત્યાં તો નવીનતર ઈચ્છા ઉર ઉઠે.

મુંબઈ
૧૦મી જાન્યુ૦ ૧૯૩૯

# એક પ્રશ્ન

દ્રુતવિલંબિત

જનઉરે વસતી વિભુતા થઈ
પ્રગટ, પાંખ સહસ્ર નવી ધરી,
અચર ને ચરને નિજ ભાવથી
નિરખતાં પ્રભુમૂર્તિ થઈ છતી.

ઉર અવાક બની ઘડી ઉછળ્યું
નિયમ તર્કની પાર તરી ઉભું;
અણુગણ્યા સ્વરૂપે કલ્પ્યો પ્રભુ,
પ્રથમ સર્જન માનવનું થયું.

પ્રથમ પાંખ કંઈ ફફડાવતી
મનુજની વિલસી શુભ કલ્પના,
પરમ સર્જનકાર્ય થયું જગે,
વિજય માનવનો વિભુસર્જને.

જગ કહે પ્રભુએ જનને ઘડ્યો:
નવ શું સત્ય જને પ્રભુને સર્જ્યો?

માથેરાન
૧૧મી મે ૧૯૩૩

# સૈનિકોની સમાધિ

ઉપજાતિ

આ વૃક્ષરાજિતણી છાયમાંહીં
સૂકાયલાં પર્ણતણી પિછોડી-
ઓઢી, સૂતા સૈનિક કૈં અજાણ્યા,
અનંત નિદ્રામહીં સૌ પડેલા.

ના તેમને કારણ કાલ થાશે,
હા, કાલચક્રો ય વિરામ લેશે,
જે સૂર્ય-તારા-શશી-તેજ ન્હાયા,
અનંત અંધાર વિશે સમાયા.

પ્રકાશ પાંખે ધરીને પ્રભાતે
પંખીગણો ગીત થકી જગાડતા,
જેને પુરા કો' નવલા પ્રભાતે.
વસંત આવી, ખગ-ગીત લાવી
ને અંગુલીસ્પર્શ થકી જગાડી
ઠરી ગયેલી દુનિયા ય સારી;
છતાં સૂતા સૈનિક જે અજાણ્યા
તેને વસંતે પણ હા! વિસાર્યા.

હવે સમીસાંજ સમે નિહાળે
ના વાટ પત્ની, ભગિની, જનેતા,
ને બાળકો સૌ નિજ ખેલ છોડી
સ્હાવા પિતા-અંગુલી દોડતા'તા :

તે માત, પત્ની, ભગિની શિશુઓ
પ્રત્યેક સાંજે સ્મરતાં પ્રસંગો–
અશ્રુ વહાવી ઉર ઠારતા હો !
કિંતુ પડ્યા વિસ્મૃતિની ગુહામાં–
આ સૈનિકોને નવ સ્પર્શતા તે–
સ્નેહીજનોનાં સ્મરણો દુખો વા !

પત્રો વસંતે હસશે પ્રકાશે,
ફરી શિયાળે પડશે ભૂમિએ,
પ્રત્યેક વર્ષે સ્મૃતિ સૈનિકોની
એ પત્રકેરા પડમાં દટાશેઃ
ને એક કાળે જગને હશે ના
ભ્રાંતિ લગીરે મનુબાળકોની,
કો' ગૂઢ ભાવે થઇને પ્રમત્ત
સ્વીકારી જેણે અહીં છે સમાધિ.

પેરીસ
૩૦મી એપ્રિલ ૧૯૩૭

# ચિત્રલેખા

ઉપજાતિ–વસંતતિલકા

પ્રકાશતા ના મુજ ચિત્તતારા
અભ્રો છવાયાં મનમાંહિ ગાઢાં,
તારાકણી એ દળ વાદળોનાં
ભેદી શકે ના, પછી ચિત્તતારા
ભલે પ્રકાશે ઉરમાંહિ ઢાંકયા–
અદૃશ્ય છો જગતથી ટમકે અટૂલા.

પ્રચંડ વાયુથકી વીખરાશે
અભ્રો કદી ને ચમકી સિતારા,
નિર્દેશી મારું જગધ્યેય, ત્યારે
અંભોધિમાં માર્ગ મને બતાવશે.

ભલે ભમું હું હમણાં અટૂલો,
કિંતુ ઉંડેરી ઉર આશ સેવું:
વર્ષો પછી યે મુજ ચિત્તતારા
ઊજાળશે અમીરસે મુજ ચિત્રલેખા.

મુંબઈ
૨૮મી સપ્ટે૦ ૧૯૩૪

## કાલ–સમન્વય

દ્રુતવિલંબિત

અનુભવો ગતકાલતણા તથા
મનન–સાંપ્રત–ભાવ, વિચારણા,
અકલ ભાવિતણાં શમણાં લહી
સરવહા જન મોલવવાં સખી !

અરપતા જગજ્ઞાન અનુભવો
મનન દેત વિવેક સુસ્થિરતા,
વળી ભવિષ્યતણી ઉરકામના
ઘડતી સાંપ્રત પ્રેરી પ્રયાસમાં.

અડગ પાજ પથે દરશાવતા
અનુભવો જગ દુસ્તર તારતા;
તરલ સાગરમાં તરતી તરી
મનનથી સ્થિરતા પથ પામતી;
નિરખી આશાતણાં દૂર દીવડા
ધરી સુકાન જનો પથ દોરતા.

માથેરાન
૧૨મી મે ૧૯૩૩

# વિક્ટોરિયાના ઘોડાને–

ઉપજાતિ–અનુષ્ટુપ

સમુદ્રનું મંથન દેવદાનવે
કર્યું પુરા, કો' યુગમાં, મળ્યાં હતાં
રત્નો વળી ચૌદ સૂણ્યું કથામાં.

ઉચ્ચૈઃશ્રવા તે મહીં એક અશ્વ જે
તેનો જ તું વંશ જ તો નહિ સખે?
શું નામ એ! ગૌરવ ઇંદ્ર કેરું
સ્વર્ગે વહે; તું અહીં શુષ્ક ભોમમાં
આ ધુંસરી ડોક ધરી ભમંતો
ચાબુકના કૈંક પ્રહાર સ્હેતો.
શું મોકલ્યો ભૂતલ ઉપરે આ
ઇંદ્રે તને છે, તવ પૂર્વજે વા,
ભૂલ્યા જનો જે નિજ ધર્મ તેને
કર્તવ્યના પાઠ પઢાવવાને?

કર્તવ્યલીન થૈને તું ભાર નિત્યે વહ્યા કરે,
વહેવો આ પડે કોનો ભાર વિચારતો ન એ.

સૌંદર્યભારે ગરવી બનેલી
મુગ્ધાતણી દેહલતા વહેતો,
છતાં ન દાક્ષિણ્ય જરી બતાવે
રેખા મુખે ના સ્મિતની ય જાગે:
વા ભૂમિરોપ્યાં નયનો ઉખેડી

ના રોપતો સુંદરી નેનમાંહી,
જતો વહ્યો છેક બની ઉદાસી:
આ ભૂમિકા યોગની સાધુતાની
ક્યા તપે પ્રાપ્ત કરી ભલા! તેં?

લઈ સહારો નવયુગ્મ તારો
વિક્ટોરિયા છાંય વિશે લપાઈ,
ઉની વરાળો ઉરની કહાડે;
કિંતુ મહાયોગ વિશે નિમગ્ન
ધ્યાનસ્થ યોગીંદ્ર સમો તું, લેશ
ઉંચો કરે ના તવ કર્ણ એકે
પ્રેમેભીની ગોઠડી સૂણવાને.

વહે કદી ગોળમટોળ શર્મા,
દીપંત હુંડે ગજરાજ જેવા;
શરીર સંપત્તિની દીનતાનો
વિચાર લેશે કરતા ન તો યે
મહાનુભાવે વહતો જતો તું.

ધનિક કે રંક તણો ન ભેદ
લગીર તું ચિત્ત વિશે ય લાવે,
માલીક રશ્મિ જરી ખેંચતો ત્યાં
પ્રવૃત્ત થાતો તવ ધર્મમાં તું.

માલીકના જીવનતાર સાથે
તારો ય તેં જીવનતાર મેળવ્યો,
તેના કદી ક્ષીણ સ્વરો જણાતાં

તારી ય તંત્રી સ્વર ક્ષીણુ છેડતી:
અજોડ તારી મમતા હલાલી!

તેં ધર્મ માટે તવ તેજ ખોયું
ઉચ્ચૈઃશ્રવાએ તુજને દીધેલું,
શો ત્યાગ એ! માનવની લઘુતા
કદી ય માપી, સમજી શકે ના.

'મુંગા ઉરે દુઃખ દીધેલ સ્હેવાં,
સ્વપ્ને સીતમગાર તણું ય ભૂંડું
ના આપણે ઉરથકી ય ઈચ્છવું:'
યોગીજનોને ય અલક્ષ્ય મંત્ર
ના આપ મુખે કદિ ઉચ્ચર્યો, છતાં
સ્વેચ્છાથકી તેં જીવને ઉતાર્યો.
પૂર્વે ઈસુએ જગને દિધેલો,
ગાંધીતણે અંતર ઉતરેલો:
'ન પાપ સાથે કદિ પાપી મારતો:'
એ સૂત્ર તું જીવનમાં ઉતારી,
બોધે સખા, વાણી વિના તું આજ.
માટે જ ચાબૂકતણા પ્રહારો
સહે તું; કિંતુ ન ગતિ વધારે,
ચાબૂક તૂટે, કર થાકી જાય,
તું એકધારો વહતો જ જાય.

હઠાગ્રહી લોક કહે, છતાં મેં
સત્યાગ્રહી તુજ સમો ન જોયો,

હિંસા પરત્વે રહતો ઉદાસી;
કહે ભલા ! માનવ તુચ્છ કેરો
હિસાબ શો છે તવ પુચ્છ પાસે
હિંસાતણી વૃત્તિ તું દાખવે જો?

ક્યાંથી ભલા જીવનભાર વ્હેતાં
લાધી તને આ ચીનગારી યોગની?
કર્તવ્યદીક્ષા અણુમૂલ આ ગ્રહી
શી રીત તેં ભૂમિ-ઉરે ભમીભમી?

કદી તું સ્વર્ગમાં જાયે તારા પૂર્વજને મળે,
વિશ્રબ્ધ માનવી વાતો કદી ના કરતો સખે!

મુંબઈ
૧૦મી ઑગસ્ટ ૧૯૩૬

# વિભુનો ગ્રંથ

શિખરિણી

જવા દે આ થોથાં, કુદરતતણો સંમુખ પડયો–
ઉઘાડી લે વાંચી અણુઅણુ વિશે જ્ઞાનસ્ફુરતો–
અમોલાં સૌંદર્યો પ્રગટ કરતો જે પ્રતિપળે–
બધે વિસ્તારેલો કવિતઝરતો ગ્રંથ વિભુનો.

પ્રિયે, જોને સર્વે અણુઅણુ દિસે બોલી ઉઠતાં,
બધાં તત્ત્વોમાંથી કુદરતતણું કાવ્ય ઝરતાં,
ચુંટી લે, વીણી લે કુસુમ પળ ખીલી ખરી જતાં:
સહુ એ શબ્દો છે અગમ વિરલા પુસ્તકતણાં.

ક્ષુધા તારી મારી પ્રણયની બધી યે ટળી જશે,
ટળે જો તે ટાળી જગતભરમાં કોઇક સ્થલે,
મનુષ્યોની તૃષ્ણા સુખની કદિ યે હોય સમતી
સમાશે નિશ્ચે તો અનુપમ સ્થલે આ અબઘડી.

સખી! વાંચી ભેદો પ્રકૃતિજગનાં, પામશું મથી
ઉંડેરા એથી યે જનહૃદયના સૌ પ્રણયથી.

મહાબળેશ્વર
૨૯મી ડિસે૦ ૧૯૩૨

# માનવ-યંત્ર

દ્રુતવિલંબિત

ઝરણુને સુણુવા શ્રવણો નથી,
નિરખવા ગિરિને નયનો નથી,
કુસુમ સૌરભ માર્દવ માણુવા
રસિકતા અવકાશ નથી નથી.

હિસતી માનવને ઉર વિસ્તરી
ગતિ અને જડતા પણુ યંત્રની ;
સકલ ઇંદ્રિય સ્થૂલ વિશે મચી,
હ્રદયદર્શન કેમ શકે થઈ ?

મુંબઈ
૧૬મી ઑગસ્ટ ૧૯૩૨

# હિકમતની પેશાની

[ રૂબાઇયાત ]

: ૧ :

નિરખતાં આયનામાંહે નિરખતો હુસ્નને ફાની,
રહેતો જિસ્મમાં રાચી ભૂલીને વાત આત્માની:
નિહાળ્યાં જ્યાહરે ઝરણાં પરંતુ અંક કુદરતને,
અચંબાથી ભર્યા માણ્યા અબદ આનંદ રૂહાની.

: ૨ :

થઈ તૈયાર હું જ્યારે ઉભો પાસે અરીસાની,
બતાવી ત્યાહરે તેણે મને સૂરત દીવાનાની:
ખલાયકના ખઝાનાશા, ખુદાની રોશની જેવા
વહાળામાં નઝર કરતાં દીઠી હિકમતની પેશાની.

ભરુચ
૧૩મી જૂન ૧૯૨૬

## ઋતુરંગ

તોટક

: ૧ :

રવિના કર કોટિ વિલુપ્ત થયા,
દળવાદળ ઘોર છવાઈ રહ્યાં,
નભ ને જગમાં તમ ગાઢ સર્યાં
ઋતુરંગ બધે જ રસાઈ ગયા.

નભમાં વીજ વજ્રસમી ચમકે,
પડછંદ સમીર ઉઠે ખલકે;
ગગડાટ નભે અતિ ઘોર થતા,
ગઈ ગ્રીષ્મ જગે ઉતરી વરષા.

ગઢ ને ગિરિએ વીજ-વજ્ર પડે,
સ્થલ સૌ સરતા પણ વારિતલે,
સરિતાસરનીર સમીર ઉડે,
વિટપો તરુથી ઝટ ભૂમિ પડે,

: ૨ :

રસની ઋતુ લુપ્ત થઈ વરષા,
ઉતરી અવની ઋતુ શીતકરા;
નભ સ્વચ્છ ભુરું જલજેવું બન્યું,
વનવાગડ નીરવ આજ થયું.

વળી ભૂચર, ખેચર, સત્ત્વ બધાં
થથરે સુસવાટ સમીરતણે,
સતત સ્રવતા હિમસીકરમાં
નહિ હુંફ મળે પ્રલપી મરતાં.

ઘન ઘોર અને વીજ લુપ્ત થયાં,
જગથી જ પ્રચંડ સમીર શમ્યા,
પણ પાનખરે સહુ પાન ખર્યાં
વનશ્રી સમ પાદપ નગ્ન થયાં.

: ૩ :

વરષા ગઈ, ઉતરી યૌવનમાં
ઝુલતી, રમતી, મદમસ્ત મહા,
રસ સૌરભ હાસ્યથકી લસતી
ઋતુરાણી વસંત ઉરે વસતી.

ગિરિ, કાનન, ગહ્વર કોકિલનાં
રસકૂજનથી ગરજી ઉઠતાં,
મૃદુ પુષ્પ પરાગભરીનાં વિકસ્યાં,
જન આનનકંજ સ્મિતે વિલસ્યાં.

ફળ ફુલવડે તરુઓ લચતાં,
ધરતી ઉરથી રસ નીતરતાં,
મૂક યૌવનનાં નયનો ઢળતાં
સખી! રમ્ય વસંતની ચિત્રલીલા.

ભરુચ
૧૧મી જૂન ૧૯૩૦

# તાદાત્મ્ય

પૃથ્વી

(૧)

મહાનગરથી છૂટયો પ્રકૃતિઅંક આવી વસ્યોઃ
હવે વિહગશો ભમું, મનગમ્યા પ્રવાસો કરું;
સર્યો સકળ ભાર સર્વ મનના પ્રમાદો ટળ્યા,
ઉભું અમિત વિશ્વ આ નયન સંમુખે વિસ્તર્યું.

બધું જગત ઉત્સવે વિહરતું તદા હું ન કાં
લહી ઉર સ્વતંત્રતા મન રુચે ત્યહીં સંચરું?
ભમું સભર મેઘશો ગગનપંથમાં મોદતોઃ
અને ઉભય હા, મઝા પ્રકૃતિવાસની માણતાં.

સરોવરતટે, વને, પગથીહીન ક્ષેત્રે, પથે,
નહેર, ગિરિ, કંદરે અનિલ શાં ભમીએ અમે.
ઉરે લહરિયો ઉઠે, જગઉપાધિ સંતાપ સૌ
ટળે, પ્રકૃતિઅંકમાં અમર વાસ વાંછે પ્રિયા.

અરે પણ વસી જગે મનુજથી જ તાદાત્મ્ય ના
લહ્યું–અનુભવ્યું, તદા પ્રકૃતિસંગ તાદાત્મ્ય શાં?

(૨)

ઉઠે સકલ સત્ત્વના સ્વરથકી મહા એષણા,
વહે જીવનકામના પરમ ઝંખના'નંદની–
થતી વિહગના પ્રચંડ ગણુગીતમાં વ્યક્ત કેં,
અને અનિલ, વૃક્ષ, વેલ, ફુલના પ્રતિસ્પંદને.

ઝરા, ગિરિ, ગુહા અને ગગન આત્મસંતોષથી
જુએ, સકળ સ્થાનમાં પ્રસરી છાય સંતોષની.
ભમ્યાં ઉભય હર્ષથી પ્રકૃતિમાં, ઉરે ઊર્મિઓ–
ભરી અનુભવી, બધાં જગતભારને વિસ્મરી:

પરંતુ ધસતી ઉરે સ્મૃતિજડેલ વસ્તુસ્થિતિ
અને વિપલમાં જતી સકલ ઝંખના ઓસરી.
હશે જગતમાં ઘણાં સ્થલ નિધાન સૌંદર્યનાં:
પરંતુ જગમાં વસી અકલ માનવી દેહના–
નિગૂઢ ઉરતંત્રથી લગીર ક્યાંય તાદાત્મ્ય ના–
લહ્યું–અનુભવ્યું, પછી પ્રકૃતિસંગ તાદાત્મ્ય શાં?

ફુનાવલા
૧૪મી મે ૧૯૩૪

## જીવનરંગ

દ્રુતવિલંબિત

જગતના સઘળા કડવા મીઠા
અનુભવે મનુજીવન છે રસ્યાં;
ઝરણી જીવનની ગિરિશૃંગથી
ઉતરતી, બની પુષ્ટ, નદી થતી.

નયન-તેજ-પથે પડતું સહુ,
શ્રવણદ્વાર વસાઈ નથી જતું,
હૃદય આ મન કે કમને બધું
અનુભવી તરતું દ્રવતું ન શું?

નયન સંમુખ આ જગ છે ખડું,
પ્રતિપળે પરિવર્તન પામતું,
વિવિધ સ્વાનુભવે રસ-રંગ આ
જીવનના પલટાઈ ફરી જતાં.

સકલ તત્ત્વ ઉભાં વદતાં સદા
જીવન તેથી અલિપ્ત રહે કદા?

અંધેરી
૧૦મી ડિસેં૦ ૧૯૩૨

# કશ્મીરનાં સંસ્મરણો

ઉપજાતિ

ગાતી હતી તું સખી! એકવેળા
રવે મધુરા ગીત ભાવભીનું–
કશ્મીરના રાષ્ટ્રીય ગીત જેવું;
–જ્યારે શિકારો લઈ નિકળ્યાં ’તાં,
ત્યાં માંજીએ આપણુને સૂણાવ્યું.

દ્વિવિધ જેણે દિલ બહેલાવ્યું,
અંકાયું તારે ઉર, તે ગવાતું–
સૂણી ફરીથી મુજ ઉર જાગતા
સુષુપ્ત ભાવો, સ્મરણો મધુરાં:
એ યક્ષ ને કિન્નરની ભૂમિનાં.

સ્વર્ગીય દૃશ્યો નિરખ્યાં હતાં જે
નેનો મીંચું ત્યાં ફરી હૂબહૂ તે
ભાવો જગાડી ઉર આજ જાગે;
થઈ પરો હું સ્થળકાળથી ત્યાં
સખી, સદેહે ફરી સંચરું છું:
માણું મધુરાં ફરી ઉરભાવો–
નિહાળી પાછાં સખી, એ જ દૃશ્યો.

શિખરિણી

ગુલો શાલેમારી, નસીમ–નગીની શીતળ ઘટા,
નિશાતી ફુવારા જલકણુ ભરી રશ્મિ રવિનાં–

ગુલોની શોભામાં ઘનુ અજબ રંગીન રચતાં:
રચાયે છે જેવાં મનુજીવનમાંહીં અવનવાં.

નદી, નાળાં, સ્રોતો, સરવરથકી રમ્ય બનતા
પ્રદેશો આ દેશે નિરખી સ્મરણે તુર્ત ધસતાં-
પુરા આલેખ્યાં જે કવિકુલનૃપે દશ્ય મધુરાં,
અને ઝુરંતી ત્યાં વિરહ-અનલે યક્ષલલના.

વિહારે નૌકામાં નીકળી પડતાં લાલ-લલના,
ડુબાવે ચિંતાને તરલ જલમાં જેલમતણાં,
શિકારાની છાંયે અમર કરતાં સાંપ્રતઘડી,
ભરી હૈયે ઉંડે મનન કરવા જીવન સુધી.

વહેતી આવેગે કલકલ રવે સોન સરિતા,
હિમે છાયા પ્હાડોથકી ઉતરતાં વારિ ભુખરાં;
હિમાળાં તોફાની ધવલ જળ છોળે ઉછળતાં-
ધસે આવેગે આ સરપગતિએ લેધરતણાં.

લસે, મૌને રાજે અમલ જલ આ દાલ સરનાં,
સમાવી પ્હાડો કૈં ઉરમુકુરમાંહીં અહીં સૂતા;
જલે વેલાઓની અટપટી ગુંચે મીન રમતાં,
અને મૌજી લોકો જલઘર વિશે આ નિવસતા.

સરુ વૃક્ષો વીંટ્યા તટ, અજબ એ બાગ તરતા,
અલંકારો જેવા ચહુ દિશ ઉભા શાહી-બગીચા,
સરોજે રાજંતા સ્ફટિક જલથી દાલ બનતું
કંઈ શોભાધિકે કશમીરતણું રત્ન અદકું.

શિકારામાં બેસી ઉભય વિહર્યાં દિવ્ય સરમાં,
હલેસાં માંજીનાં મધુર ગીતમાં તાલ પૂરતાં,
મથ્યાં બન્ને ત્યારે જલથકી શશીને પકડવા;
ફરીથી માણી ત્યાં મધુરજનિ મોંઘી જીવનમાં.

હિલોલા લેતાં આ વુલરજલ વ્યાપ્યાં જલધિશાં,
ભુરાં, નીલાં, કાળાં ક્ષણુ અવર ધોળાં થઈ જતાં;
ચઢે જ્યારે ઝોલે જીવન જયમ રંગો કંઈ ધરેઃ
છવાયાં અભ્રો આ વરણુ જલનો નિર્ણીત કરે.

હિમાળાં, મોંઘાં આ દિલબર મિઠાશે અમૃતશાં
મળે ચશ્મેશાહી–જલ ફરી કદી ઓઠ ધરવા ?
વિલાસી શાહે આ ઉપવન રચી સૌરભભર્યું–
કર્યું આ ચશ્માના સરસ જલને મિષ્ટ અદકું.

ઘણા દેશે પીધાં વિવિધ જલ, છીપી તરસ ના,
તૃષા વેરીનાગે ઉરતણી ઉંડી શાંત થઈ હા !
ઉરેથી ભૂમિના અતલ પરપોટા નીકળતા,
અને આ નાનાશાં ઝરણુ ધરતાં રૂપ નદનાં.

ચિનારી છાયામાં રવિકિરણુ પ્હોંચે નહિ ત્યહીં
સુંવાળી શય્યાથી, ધરતી હરિયાળી પર સખી,
વિસારી સંસારી વિષમ વિષયો ત્યાં પડી રહી
દિવાસ્વપ્નો માણ્યાં, અમર જીવને તે ક્ષણુ ઠરી.

સુલેમાની તખ્તે ચઢી નિરખતાં ભવ્ય દિસતી
પહાડોની હારો અમર હિમ શિર્ષે ધરી ઉભી;

નીચે સર્પાકારે નગર વચમાં જેલમ વહે,
પહાડો વૃક્ષોની પ્રતિકૃતિ પડી હાલ-સલિલે.

સુધાશું ઉગ્યો આ ઘડીબઘડી પ્હેલાં સરુથકી,
સખી, અત્યારે તે સરુ પર ઠરીને નિરખતો-
જગે વિસ્તારેલી સકલ નિજ શોભા અવનવી
અને નાચંતી ત્યાં જલજલ વિશે જે નિજ છવિ.

પડ્યાં, દોડ્યાં, ખેલ્યાં સખી, બરફક્ષેત્રે ઉભય ત્યાં,
હિમાળા ગોળાથી કંઈ રમતયુદ્ધો પણ કર્યાં,
બનાવી કૈં કૈં આકૃતિ રમતમાં, ઓગળી જતાં-
સ્મરી સ્હેજે ત્યારે વિષમ જગની વાસ્તવદશા.

પ્રભાતે સોનેરી, રજતવરણો રાત સમયે
નિહાળ્યો ત્યાં નંગા નગ ગગનભેદી દૂરદૂરે,
મહાયોગી જેવો અવિચલ સમાધિસ્થ નિરખી,
ધસે આવેગે ત્યાં મન ચલિત મારું નગભણી.

શિરે છાયાં અભ્રો મુકુટસમ તેજે ચમકતાં,
વિંટ્યાં અંગે આછાં લસિત વસનો ધુમ્મસતણાં,
પીળા, રાતા રંગો વિમલ હિમકેરા મુકુરથી
ઉડી પાછાં વ્યાપે વિવિધ વરણે સૌ દિશ ભરી.

ઉષા સંધ્યા આછી સુરખી તવ અંગે ભરી ભરી,
અનાદિ હે યોગી! ચરણ પર તારા ઢળી જતી;
હજારો પ્હાડો સૌ દિશમહીં દિસે ધ્યાન ધરતા,
તમે શિષ્યો વચ્ચે ગુરુવર સમા ભવ્ય તપતા.

કંઈ યત્નો સામે અજિત રહીને દાખવી તમે
અમારી શક્તિની પરમ લઘુતા આ જગ વિશે;
વિચારી ચિત્તે શું તરલ સપનાં માનવતણાં–
ઉઠે તારે હૈયે સ્મિત સરલ આછાં વિજયનાં?

અનુષ્ટુપ

આમને આમ ચિત્રોની ઉરે ઊઠે પરંપરા
ભાવના ભારથી મારા શબ્દ રે'તા અધૂકડા.



ભલે આઘે આઘે અમિત અવકાશે શરીર આ
જતું આ દૃશ્યોથી, નવ ફરી મળે તે નિરખવા;
ભૂસ્યાં શું ભૂસાશે સ્મરણપટમાં અંકિત થયાં
સખી, કો'દિ દૃશ્યો, ઉભય ઉરમાં જે રમી રહ્યાં?

સખી, માટે તારું મધુર ગીત આલાપ ફરીથી,
ઉઠે મારે હૈયે મધુર સ્મરણો કે ફરીફરી;
મને રૂચે છે હા! વિહરવું સદા–કાલસ્થલનાં
તજી બંધો સર્વે–સુખદ સ્મરણે જે નિત નવાં.

દેવલાલી
૨૭ નવે૦ ૧૯૩૮

# કરુણ માધુરી

દ્રુતવિલંબિત

સુખ વિશે દુખ તેં અતિશે લહ્યું,
દુખતણું સુખ છે રહ્યું માણવું;
સ્મિતભર્યાં રુદનો બહુધા કર્યાં,
રુદનમાં સ્મિત જોગવવાં રહ્યાં.

પરમ તેજ વિશે અથડ્યા કર્યું,
તિમિરના પટમાં સુજશે બધું;
વિભવ ને ધનની દીઠી દીનતા,
નહિ અકિંચનની પ્રભુતા લહી.

અમૃતમાં કટુસ્વાદ અનુભવ્યા,
કટુતણાં અમીપાન નહીં કર્યાં;
કઠિનતા કુસુમે નિરખી બહુ,
નહિ જ માર્દવ પત્થરનું લહ્યું.

કરુણતા મધુજીવનગાનની
નહિ ઠરે જીવને મધુરી બની
કરુણ જીવનગાનની માધુરી
અનુભવી નહિ જાય જ વીસરી.

અંધેરી
૨૬મી એપ્રિલ ૧૯૩૩

# યાચના

### શાર્દૂલવિક્રીડિત

આપી કૈં પણ ના શકું, સહૃદયી, તું પદ્મને ભૃંગ હું,
કિંતુ તુંથી અહી મધુ જગતને પીવાડવા વાંછું છું.
ગીતોથી કદી હું પ્રસન્નનયને! આનંદ આપી શકું,
વા તો સ્પર્શથકી પ્રફુલ્લ કરી હું ઉલ્લાસથી નિરખું.
આત્મોત્સર્ગથી દેહદીલ અરપ્યાં: બાકી હવે શું રહ્યું?
મારું મેં અરપ્યું સમગ્ર સખી, તો યાચું હવે આટલું.

છૂટયો વૃંદથી ભૃંગ હું, નિવસવા આવ્યો મૃદુ પદ્મમાં,
તો તું રાગ–પરાગથી પમરતા હિંચોળજે ઉરમાં;
ચારેપાસ દિસે અસીમ સરનાં વારિ અને ઉપરે–
કાળાં વાદળના ભયાનક ઢગો સૈન્યોસમા જો ધસે;
તીણી બે તલવારના ઘરષણે વહ્નિ-સ્ફુલિંગો ઝરે–
તેવી આભ કરાલ વીજ ચમકે, ઝંઝાનિલો વિસ્તરે:
તેથી આ લહરી ઝીણી ગિરિસમી થાયે ઉંચી તો પ્રિયે!
તારા કોમળ, શીત, ગાઢ દળમાં ઢાંકી મને રક્ષજે.

મુંબઈ
૧૧મી સપ્ટે૦ ૧૯૩૦

## દિવાસ્વપ્ન

છંદ હરિગીત

ભૂત ને ભાવી તણાં
સ્વપ્ન મીઠાં માણતો,
વારિધિનાં જળ વિશે
અનિમેષ નેને ભાળતો.

સ્વપ્નમાં જીવન સરે,
સ્વપ્ન તે ચિરકાળનાં,
જગત ને જીવન બધું
તે સ્વપ્નમાં સાચું ઠરે.

વારિધિ વચ્ચે ઉભો,
આભની છાયા તળે,
ભવ્યતા સંસ્મરણની
ટાળી જતી એકાંતને.

પશ્ચિમે ભાનુ ઢળે,
કનકકેરા થાળ શો,
હેમરંગેથી રસ્યું
આ વિશ્વ ન્હાય પ્રકાશમાં.

અસ્તના નિજ રંગમાં
ઘડીક રંગી વિશ્વને,
અંચળો અંધારનો
ઓઢાડી ભાનુ સંચર્યો.

લક્ષ્ય મારું ડુબિયું
સાગરે અંધારમાં,
ઉર મારે પ્રગટિયું
તેજ કૈં સ્મરણોતણું.

વ્યાપી શાંતિ દસ દિશે,
માત્ર મારા ઉરમાં–
ભૂત ને ભાવિતણાં
હા ! સ્વપ્ન કૈં કૈં આથડે.

પૂર્વના આકાશથી
ડોકિયું કોણે કર્યું ?
વદન વ્હાલા સ્વજનનું
શું મધુર હાસ્ય કરી ગયું ?

વદન એ ? ના, ભ્રમ હતો;
બિંબ આ જલમાં તરે;
વિસ્તર્યો આ વારિધિ
તે રજત–તેજ વિશે લસે.

અરબ્બી સમુદ્ર
૨૭મી માર્ચ ૧૯૩૭

# હોત તો

[ ગઝલ ]

કદી તું હોત જો ગુલ એક કો' બગીચાનું
અને એક પાંદડું હું ત્યાં જ એ જ શાખાનું,

ખીલી તુજ સાથ દિવસ માહરા વિતાવત હું;
ન હોત શુષ્ક જીવન છેક આપણું ત્યાંનું.

સખી, તું હોત જો બુલબુલ અગર, હું સાંભળતે
બની વૃક્ષોની ઘટા નિત્ય તારું ગાવાનું.

ભ્રમર હું હોત બન્યો તાહરો વળી તેમ જ,
નિહાળી પદ્મ તને સૌમ્ય સ્વચ્છ જળમાંનું

અગર મુજ હાથ વાત હોત, હોત તો, પ્યારી,
બની ચકોર નામ આપ્યું તને ચંદાનું.

મુંબઈ
૭મી ઓક્ટો૦ ૧૯૩૧

# બંધન

### શિખરિણી

મને કો'દિ બંધો જીવનમહીં બાંધી નવ શક્યા,
ઉડયો સ્વેચ્છાએ હું ઘન ગગન ભેદી દિશદિશા;
રચ્યું મેં જાતે તે જગતમહીં રાચ્યો સરવદા,
વછોડી તોડીને વિષમ જગનાં બંધન બધાં.

સમાજે રાજ્યે કે ધરમ જનમેં બંધન રચ્યાં,
ન તે સ્વીકાર્યાં મેં યદિ નવ મને તે ઉર રુચ્યાં;
છતાં સ્વેચ્છાએ મેં અગણિત ગ્રહ્યાં બંધન સહી,
શું બંધાયો હું? ના. દિલથકી લહ્યાં નોતરી સખી!

ન સ્વીકાર્યાં બંધો જીવનમહીં સ્વેચ્છાવણ કદી,
છતાં યાચુંઃ તારા સુખપ્રણયબંધો દૃઢ કરી–
મને બાંધી લેજે દૃઢતર સખી! તું દિનદિનેઃ
ગમે બંધાવાનું તવ પ્રણયપાશે નિત મને.

સ્વીકાર્યાં સ્વેચ્છાએ હૃદયભર જે બંધન સખી!
ન બાંધે કિંતુ તે જીવન ભરતાં દિવ્યગતિથી.

દેવલાલી
૨૧મી નવે૦ ૧૯૩૮

# મિલન

છંદ શિખરિણી

હતાં ક્યાં ને ક્યારે
મળ્યાં, સૌ આ વારે-
સખી, ભાસે જાણે જીવનમહીં એ સ્વપ્ન સરખું.

જગત સઘળું સાથ નિરખ્યું,
નયન ઉરમાં એ સહુ ભર્યું:
સખી, એવી રીતે ઉભય જીવને આ અમી સર્યું.

મળ્યાં ના હોતે તો
બની શૂન્યાત્મા તો-
સખી, નાનાં વ્હેણો સમ ભવરણે શુષ્ક બનતે,
અને હૈયાવેગો, ઉરધડક જાણી ન શકતે.

મુંબઈ
૧૩મી સપ્ટે૦ ૧૯૩૦

# ગુનેહગારી ન નાદાની

[ ગઝલ ]

મને ઓછી ન આતુરતા પ્રિયાની પાસ જાવાની,
પ્રિયાની પાસ જાવાની, નિવસતી ત્યાં નિવસવાની.

પહોંચું આજ ને હમણાં, નહિ રોકાઉં પળ એકે,
શકું જો મેળવી પાંખો જવા ઉડી પરિંદાની.

મને કલ્પી, ઉરે માની થતી લિજ્જત નહિ હાસલ,
ઈનાયત થાય ના તેના જીગરમાં જો છૂપાવાની.

શકું જો દેખી હું તેને હતી મેં કલ્પી હા! તેવી,
બનાવું જીંદગી તેને હતી જે વાત સ્વપ્નાની.

સનમ સાકીતણે હાથે સ્વીકારે સ્નેહનો પ્યાલો
ભૂલી તે જાય મયખાનું, તલબ ર્‌હેતી ન બાદાની.

ચહે માશૂકને હાથે પીવા આખો પ્રણય–સાગર,
તૃષા ના જામથી ટળશે કદી એવા પીનારાની.

ન ઉડતાં ઇશ્કની પાંખે શકે અટકાવી કો' મુજને;
થવું તરબોળ પ્રીતિમાં ગુનેહગારી ન નાદાની.

ભરુચ
૨૯મી મે ૧૯૨૯

## ત્રિનેત્રીને—

ઉપજાતિ

અરે ત્રિનેત્રી !
પ્રતિપ્રભાતે સ્મરતો તને હું,
આટોપતો કાર્ય ઉતાવળે, ને
દોડું ઘરેથી મળવા તને ત્યાં
મને દૂરેથી નિરખી તું દોડે.
તને જરી શું પરવા ન મારી
સ્મરું તને હું દિનરાત તો યે?

મારા સમા કૈંક હતાશ થાય,
શોકાર્ત મ્હોંએ સહુ થંભી જાય,
ને હાંફતો એક બીજા પ્રતિ ફરી
આશ્વાસનો ઉચ્ચરતો અધૂરાં.
અભંગ આશે મળવા ફરી તને
ત્યાં બાંકડા ઉપર બેસતા ને
વિશ્રામ લેતાં મન કંઈ વિમાસે:
ઑફિસમાં શેઠ ભરાય રોષે,
મોડા થવા કારણુ, નોકરી યે
જાયે કદી, ઘેર જતાં વિલંબ
થાયે, પ્રિયા તો મુખડું ચઢાવે–
ધારી ગયો હોઈશ મિત્ર–સંગે,
જોવા સિનેમા અથવા સહેલે
ચોપાટીની પુરી–પકોડી માણુવા.

પરાં વિશે સૌ વસતાં જનોએ
સોંપી તને જીવનદોરી તો યે,
તોડી વછોડી સહુ બંધનોને
દોડી જતી તું પડતાં મૂકીને;
આવે સમીપે ત્યમ દૂર ભાગે,
છતાં જનો ના તજતાં તને, જો
તું દોડતી તો તવ સંગ દોડે,
ને ચાલી જાયે પણ લેશ રોષે
ભરાય ના, તે નહિ આશ છોડે:
તેની તને શું પરવા લગીર ના ?

તેં સ્નેહકેરાં નહિ બંધ જાણ્યા,
ના ભાવ જાણ્યા અભિસારિકાના;
તેથી શું રે'તી નિજ કાર્યમસ્ત ?
શું સ્નેહસેવા રુચતી તને ના,
સ્પર્શે તને ના ઉર સ્નેહીઓના,
કે સ્નેહસૂત્રો તવ છે અનેરાં ?

મને રુચે છે-
સદાય રે'વું તવ સંગમાંહીં
દિક્કાલનાં બંધન તોડીતોડી
અમેય વેગે બસ દોડવાનું;
ખુણા વિશે બારી નજીક બેસી
દોડી જતાં દૃશ્ય નિહાળવાનું
સ્વપ્નો વિષે વા કદિ ઊડવાનું.

મને રુચે છે–
નિહાળવો માનવતા તણો એ
ભરાયલો ચોગમ શંભુમેળો:
લઈ ખભે કાવડ દૂધવાળા
ઉદ્દામ વેગે ધસતા દિસે જ્યાં,
ને મસ્ત સાધુ વણદામ આવી
પેદા કરે દામ વિનાશ્રમે જ્યાં
ખાતાં મળી મુફ્ત હવા મઝાની;
અપંગ આધાર વના અનેક,
હંગામી વા ધારી અપંગતાને
નિર્વાહ કાજે ભીખતાં ફરે જ્યાં.
સાબુ દવા કે ફળ વેચવાને
બુલંદ સૂરે ગીત જ્યાં જગાવે.
મોસંબી કેળાં લઈ ફેરીયાઓ
છુંદે ઉતારૂ ચરણો અજાણે;
પાનાં રમી કોક સમો વિતાવે,
ચિંતા વળી કો ઊંઘથી વિસારે,
ચાલે ગપાટા કંઈ ગામકેરા
જીવંતછાપાંસમ માનવીના,
બજારભાવો, પરદેશમાં થતાં
યુદ્ધો તણી ભીષણ ગર્જનાના
ઊઠે પ્રતિઘોષ સ્થળે સ્થળે જ્યાં.
એ વિધ આ માનવસંઘ થાય
જુદાજુદા કાર્ય વિશે નિમગ્ન,
લાધ્યાં મને એ થકી કૈંક પાત્રો
આ રંગભૂમિ ઉપરે કરતાં પ્રયોગો.

મને રુચે છે—
મુખારવિંદે ત્રણુ નેત્ર તારાં
પ્રતીક સંહારતણુા સમાં આ.
રાત્રે ત્રિનેત્રો ચમકાવતી જ્યાં
દોડે વિહારી સ્થલકાલને તું,
ભોરિંગ જેવી, સિસકાર દેતી,
ત્યારે ઉઠે છે મુજ અંતરે હા
સંહારના શંભુની ચંડ મૂર્તિ.

રુચે બધું આ, ન છતાં ય રુચે-
અરે ત્રિનેત્રી, તવ બંધનો મને. ૮

રુચે મને ના—
ગુલામ તારા થઈ જીવવાનું.
ના જીવને બંધન કો' સ્વીકાર્યાં,
તો શું સ્વીકારું તવ બંધનો હું ?
સ્વતંત્ર થાવા તવ બંધનોથી
રુચેલ વસ્તુ કંઈ હું વિસારું.
પ્રસન્ન ને શાંતિભર્યું મધુરું
પરાં વિશે હા વસવું ગમંતું,
નિસર્ગ અંકે પણ જીવવાનું
તું કારણે આ ક્ષણુ હું તજું છું. ૯
હવે ન જોવા નવ વીસ, ત્રીસ,
રસ્તે દીઠા મિત્ર ઉવેખવા ના
કે રોદણાં લોકલનાં ન રોવાં.

અંધેરી
૨૩મી જૂન ૧૯૩૩

# મૃત્યુશય્યાથી–

### શિખરિણી

તજી જા તું આઘે, પ્રિયતમ ! મને હા ! તજી હવે,
નહીં નિશ્વાસોથી, નહિ પ્રણય ! શોકાર્દ્ર વદને;
નહીં છાઈ અશ્રો નયનભૃકુટિ ઉપર સખે !
સખા, જા, કિંતુ ના જલભરિત ભીનાં નયનથી.

લહુ લેશે ના હા ! ફરી મિલન ક્યાં ને કયમ થશે ?
ન જાણું ત્યાં ત્યારે નવલસુખ કેવાંક મળશે ?
પ્રભુને પ્રાર્થીને, દઈ પ્રણયનું દાન અધરે–
તજી જા તું આઘે, પ્રિયતમ, મને હા ! તજી હવે.

મુંબઈ
૨૬મી નવે૦ ૧૯૨૯

## અશ્રુને-

શિખરિણી

સ્મરી વીત્યાં દુઃખો હૃદય, મનનું મંથન થતું,
અને ભાવિ કલ્પી જલ નયનમાંહીં ઉભરતું;
કહું કેવી રીતે ? નહિ જ રસના એ કહી શકે:
ઝગે ના જ્યોતિ તો પ્રબલ ધૂમ વ્યાપે ઉરવિશે.

કહ્યું ના કે'વાયે,
સહ્યું ના સ્હેવાયે,
નહિ જ કદિ સુજે પથ બીજો
અધીર નયનો, આમ દ્રવશો ?

નમોલાં અશ્રુઓ ! પ્રગટ બનીને ના જ સરશો,
કદી કો'ને મારા દુખતણી નહિ જાણુ કરશો.
રખે જાણે એ તો હૃદય કુમળું ના સહી શકે,
અમોલાં આંસુનાં ઉરથકી ઝરા કૈંક ફુટશે-
કરી જ્યોતિ ઝાંખો નયનકમલે એ પ્રગટશે,
સ્રવી સૌ ઠાલાં ભૂમિપર અણુમૂલાં વહી જશે.

સખા ! જેવાં વ્હેતાં ધરતીતલમાં ગુપ્ત ઝરણાં
વહો તેવી રીતે, પણ પ્રગટ કો'દિ ન બનતા.

મુંબઈ
૨૧મી ઓગસ્ટ ૧૯૩૦

# સૌભાગ્ય

શાર્દૂલવિક્રીડિત

વર્ષે સોળની કોમળાંગી તરુણી, લાવણ્યથી લાજતી,
ના આભૂષણ એક અંગ ઉપરે, શ્વેતાંબરે રાજતી,
ઓષ્ઠે અંગુલિ મૂકીને ક્ષણભરે ચિત્તાંતરે છે ડૂબીઃ
ભૂલી દેવભૂમિ શું ભૂતલવિશે દેવાંગના ઉતરી ?

આવ્યો ત્યાં નિજ મિત્ર બાલ્યવયનો–દેશાંતરે જે હતો,
ફરેથી જ નિહાળતાં નયન એ બાળાતણાં હા ! ઢળ્યાં,
પૂછયો પ્રશ્ન રહ્યો અનુત્તર અને નેનો ઢળ્યાં નીરખી,
બોલ્યો મિત્ર સ્વભાવ બાલ્યવયનો ધારી વિનોદે ફરીઃ
'આવ્યો હું દૂર દેશથી વરસ બે વીતી ગયે તે છતાં
નેનો ભૂમિ ઢળ્યાં વળી ન વદને આનંદરેખા તરે.
'આવ્યો ના હું વિવાહમંગલ સમે શું રોષ તેથી ચઢયો ?
વા તો ભૂમિ સરી પડ્યા અણમૂલા તું શોધતી રત્નને ?'

નેનો રાખી ભૂમિ પરે, કંઇકંઇ યત્નો કરીને વદી
બાળા અસ્ફુટ શબ્દથી વચન બે, અશ્રુ કપોલે ધરીઃ
'ના મેં રત્ન કદી દીઠાં જીવનમાં, ના રોષ કો'દિ દીઠો,
ખોયું રત્ન–લલાટ, જીવન-મઢયો સૌભાગ્યનો ચાંદલો.

મુંબઈ
૨૧મી જલાઈ ૧૯૨૮

# માર્ગદર્શન

વસંતતિલકા

જન્મ્યે તને દિવસ સાત હજી થયા ના,
અંકે હજી ઘડીક ગેલ કર્યાં હતા ના,
સ્નેહાર્દ્ર માતૃઉરનાં પય ના પીધાં, ત્યાં
અદૃશ્યમાં ગતિ કરી મમ બાલ તેં કાં?

તાતે તને ઉર લહી ન લગીર ચાંપ્યો,
વાત્સલ્યના પ્રતીક ચુંબનથી ન આંકયો,
આશાની મંજરી ઉરે હજી મ્હોરતી, ત્યાં
અદૃશ્યમાં ગતિ કરી મમ બાલ તેં કાં?

નિર્દોષ એની ઉરમાં પૂર હર્ષ કેરાં
જોઈ તને જ ઉછળ્યાં હજી ત્યાં શમાયાં,
આશા ઉઠી હૃદયમાં રમવા તુંથી, ત્યાં
અદૃશ્યમાં ગતિ કરી મમ બાલ તેં કાં?

આનંદઅંજન સનાતન નેન આંજી,
માયાવી જીવનતણો પથ કાપતા'તાં;
તેં દાખવ્યા જીવનનાં તમ ગાઢ ઘેરાં,
અદૃશ્યમાં ગતિ કરી અમ નેન ખોલ્યાં.

આ માનવી જીવનની ઘટમાળમાંહીં
આનંદ–શોક, તમ–તેજ ગૂંથાયલાં છે,
એ જ્ઞાન ના થયું હતે તવ મૃત્યુથી જો–
આનંદતેજમહીં આથડતે અમે તો.

મુંબઈ
૧૩મી ઓકટો૦ ૧૯૩૬

# મીઠી પળ

શિખરિણી

સખી! માણી લેવી પળવિપળ આ એ ઉચિત છે,
વહેતાં પાણીશી ચરણતલથી આ ક્ષણ સરે.
કહે શાને થાવું ગતદિવસ કે ભાવિ પળને-
સ્મરીને દુઃખી જો મધુર પળ આ સાંપ્રત મળે?

કદી ખેંચી જાયે મરણ નિજ દેશે સખી, પછી
કહે શું પસ્તાવું? વિજન વનશા ઘોર વસમા-
અજાણ્યા એ દેશે તુજ મુજ રસાત્માવણ સૂનાઃ
હશે કેવું ભૂંડું ભયભરિત ને શૂન્ય વસવું?

નહીં હોયે ત્યાં તો નયનભરી જોવા સરિત વા
નહીં હોયે ભાનુ, શશિ ઉડુગણો કે ઝરણનાં-
મીઠાં, ગાતાં પાણી, નહિ વળી ગિરિ ને તરુઘટાઃ
કદી હોયે તો યે પ્રણયવણ સૂના સરવદા.

મને ના ઘેરે એ ભય મરણકેરો જરી, જવું-
પરંતુ ત્યાગી સૌ પ્રણયહીન દેશે ન ગમતું.

મુંબઈ
૧૩મી જુલાઈ ૧૯૩૧

# પ્રણય-ગ્રંથી

શિખરિણી

રહ્યાં બન્ને સાથે સમય કંઈ આનંદ કરતાં:
ગયો કેવો મીઠો નિમિષભરમાં તે સમય હા!
તરુ લીલાં ઘેરાં, ઉપવન અને સાગરતટે
પળો જે વીતાવી કદિ ય શું વીસારી વીસરશે?

મૂકયો'તો તેં પ્રેમે કર પ્રણયભીનાં નયનથી,
સર્યા ત્યારે શબ્દો કવિતરસભીનાં મુખથકી:
'ગ્રહ્યો જે આ તારો કર પ્રિય, ન છોડીશ કદી હું:'
કહે શબ્દો તારા મધુર, મધુરી! શું ભૂલીશ તું?

સખી! શીખ્યાં સાથે, 'પ્રણય કદિયે ના વિરમતો,
તવાઇને તાપે પ્રણયરસ નિત્યે દૃઢ થતો;'
સૂણ્યું કૈં કૈં વેળા, 'પ્રણયીજન અંતે સુખી થતાં:'
પડ્યા સંસ્કારો એ મધુર સરશે સંસ્મરણમાં.

ગુંથાઈ જે ગ્રન્થી, સહન કરતાં જે દૃઢ થઈ,
ન છૂટે, કિંતુ તે દિન પ્રતિદિને જો દૃઢ થતી.

ભરુચ
૧૭મી માર્ચ ૧૯૩૦

# અદ્રષ્ટ—દર્શન

ઇંદ્રવજ્રા

આછું વિતાને ધૂમને દિસંત
પૂર્વે, હવે સ્પષ્ટ જણાય સર્વઃ
ગાઢો થતો જે પ્રતિદિન ધૂમ
તું આવતાં ઊડી ગયો દિગંત.

સૃષ્ટિતણાં બંધ હતાં જ દ્વાર,
ના સાંપડી તે કુંચી દીર્ઘકાળ;
પ્રત્યક્ષ થાતાં સખી, તું સમસ્ત-
દિશાતણાં દ્વાર ખુલ્યાં પ્રશસ્ત.

મુંબઈ
૧૩મી જુલાઈ ૧૯૩૧

# અનાથ નાવ

શાર્દૂલવિક્રીડિત

કાળાં વાદળથી અચાનક નભે અંધાર વ્યાપ્યો અતિ,
ઝીણું, અસ્ફુટ તેજ તારકતણું ડૂબી ગયું વ્યોમથી,
આકાશે તરતો કલેંદુ, જલમાં દર્શાવતો માર્ગ જે,
તે યે લુપ્ત થયો ખરે, ગભીર એ મેઘોતણા ગર્ભમાં.

ઝંઝાવાત ઉઠે પ્રચંડ જલમાં, સૌદામિની ઝૂજતી,
વ્યોમે, વારિધિમાં અને દસદિશે જ્યોતિ કંઈ રેલતી ;
મારું કેંદ્ર ડૂબી ગયું ક્ષણમહીં, અંધારઘેર્યો ઉભો,
સામે દૂર તટે ઝીણો દીપક જે તે યે બુઝાઈ ગયો.

ભૂલ્યો માર્ગ, ભૂલ્યો દિશા જલધિમાં હું બ્હાવરો હા ! બન્યો,
મારું નાવ અનાથ એ ક્ષણમહીં ભાંગ્યું ખરાબે ચઢી ?
જાણું હું કંઈ વર્ષથી, ખડક છે ઢંકાયલા પાણીમાં,
કિંતુ એ ક્ષણને વિશે બધુંય હું ભૂલી ગયો ભાન હા !

વ્યાપી વિશ્વવિશે હશે પ્રબલ કો' શક્તિ, અનંતે રહી,
ભૂલાવે જનને જગે પથ, ભરી અંધાર આંખો મહીં ?

મુંબઈ
૨૪મી ફેબ્રુ૦ ૧૯૩૦

# સ્મરણવીણા

[ ગઝલ ]

હતો હું એકલો જાગી સ્મરણ–વીણા ત્યારે
જડેલ તાર હતા જેહના હૈયે મારે.

જતાં વૃક્ષોની નિકુંજે સુણ્યા શબ્દો તારા,
વિચારમાં ગૂંથાઈ આવતા વારેવારે.

ગયો નજદીક પુવારાની મને તે વખતે
લાગ્યું, જાણે રહ્યો હું ભીંજી સરોદે તારે.

દીઠી લતા, તો ગણી તાહરાં લલિત અંગો
દીધી ભુજપાશમાં દબાવી ઉછળતા પ્યારે.

અધર તારો હશે રાતો જ આ, એવું સમજી,
દીધું અરાડી પુષ્પને સખી, અધરે મારે.

ગયું સ્મરણ તે ઉડી, તાર વીણાના તૂટ્યા,
ન તે વૃક્ષો ન નિકુંજો લતા ન અત્યારે.–

ન તે ફુલ યા મીઠું જેણે લીધું ચુંબન તારું
પડયો હું એકલો ભમણો, પ્રિયે! ફરી ક્યારે–

શકીશ મેળવી તક જાણતું ન દિલ મારું
હતી મળી મને તનહાઇમહીં જે ત્યારે.

મુંબઈ
૧૪મી સપ્ટે૦ ૧૯૩૧

# સમીક્ષા

વસંતતિલકા

સંવત્સરી પ્રણયલગ્નની આજ આવી
તો હું કરું સ્મરણ આ ગતકાળકેરાં,
ને ભૂતની ઉરવિશે કરતાં સમીક્ષા,
ભાવિતણી ઉભય એ કરશું પ્રતીક્ષા.

મંદાક્રાંતા

આવી ઉભા જીવનગિરિના આ બીજા શુભ્ર શૃંગે,
દૃષ્ટિ પ્હોંચે નહિ, પણ દૂરે પ્હાડ બીજા ઘણા છે.
ઊભો સામે અવર ગિરિ આ, માર્ગનો એ ન અંતઃ
ઢંકાઈને ગિરિવર ઉભા એની પૂંઠે અનંત.

શું છૂપાવે જનહૃદયને પ્રેરવા માર્ગ ભાવિ ?
એના હૈયે અમર વસતી આશનો વહ્નિ વીંઝીઃ
આશા-પ્રેર્યા જન બળ ગ્રહી આદરે કૈંક યત્નો,
ધારી શ્રદ્ધા, નિકટ સરતું સાધતા લક્ષ્ય અંતે.

વસંતતિલકા

આશા અભંગ ઉરમાં વસતી દુલારી !
શ્રદ્ધા અને પ્રણયથી બનતી અધીકીઃ
એથી અમેય બળ-વેગ ગ્રહી ચઢીશું,
ઉત્તુંગ કૈં શિખર જીવન-કંદરાથી.

છે કામના નિરવધિ ઉરમાં વસેલી,
શક્તિ છતાં નહિ અબાધિત માનવોની.

તો યે પ્રયત્ન કરતાં ડગશું જરી ના,
નિષ્કામવૃત્તિ ફળપ્રાપ્તિવિશે ધરીશું.

આવી ચઢ્યાં પ્રથમ શૃંગપરે સખી, તો
નાંખી જગે નજર ચાલ હજી ઉંચેરે,
બાકી રહ્યા જીવનના ગરવા ગિરિએ-
માર્ગે વટાવી વસમી ખીણ ને શિલાને.

તૃષ્ણા, ક્ષુધા, ભય અને શ્રમને ભૂલીને,
અન્યોન્ય સ્હાય લઈદઈ ચઢવું રહ્યું છે.
ચાલો પ્રયાણ કરીએ હજી યે ઉંચેરે,
ઉત્તુંગ હૈમગિરિના સખી, પુણ્ય પંથે.

એકાકીને પથ ખરે, વસમો જણાય,
તેથી ચહ્યો જીવનમારગ સાથ તારો:
સૌભાગ્ય તું, જીવન તું મુજ પ્રેરણા તું,
નૈરાશ્યના તિમિર આશની ટીલડી તું.



આજે દિસે હજીસુધી પથ છાયવાળો,
માર્ગે ભર્યાં કુસુમ, વૃક્ષ, ફળો, ઝરાઓ:
કિંતુ ભવિષ્યમહીં માર્ગ હશે કદાપિ
વેરાન તો ય નહિ હિંમત જાશું હારી.

ચોપાસ આ વનવિશે તરુઝુંડ છાયા,
રાજે વસંત ઋતુરાજ અનન્ય શોભા!
રસ્તે પડ્યાં બકુલ ને ગુલ મોગરાના-
વીણી લીધાં, કુસુમ જીવન મ્હેંકતાં આ.

રાત્રિ થતાં વિજન ડુંગર કોતરોમાં,
કો' ઝાડના શિબિરમાં કરતાં વિરામ;
ભૂલા પડ્યા વિહગનો સ્વર સાંભળીને–
કેવાં અવાક્ બની આપણ સૂણતાં'તાં?

થાક્યાં વિરામ કરતાં રસ–ચાંદનીમાં,
તે કાળની સફરની કરતાં સમીક્ષા;
ને તેં પ્રવાસપથમાં ચુંટી સંગ્રહેલા,
વેણીવિશે તું કુસુમો ગુંથતી રસાળાં.

ને હું શ્રમિત મૂકી મસ્તક અંક તારે,
આકાશના અણગણ્યા ગણતો સિતારા,
પ્રત્યેક તારકતણાં પ્રતિબિંબ ઉરે
ઉતારતાં, વિરચતો મુજ ચિત્રલેખા.

થાકી પથે અધવચે કદિ બેસી જાતો,
આશાભર્યાં વચનથી બળ આપતી તો;
માર્ગે પ્રલોભન કદી નિરખી થતો હું
લેવા અધીર જરી ત્યાં અવરોધતી તું.

ખંડ શિખરિણી

પડ્યો હોતે ઊંડી ખીણમહીં કંઈએક વખતે,
બચાવ્યો કિંતુ તેં પકડી કર પ્રત્યેક પળ તે;
ચઢાણો, ઉંડાણો
અને કાંટા ઝ્હાણો
સહુથી તેં સાહી શ્રમિત મુજને ઉદ્ધરી લીધો,
સખી, એ રીતે તેં સુગમ પથ મારો કરી દીધો.

એ રીત દુર્ગમ પથે ગરવા ગિરિના
તું દોરજે નિત મને શત ઉચ્ચ શૃંગે;
ગાવા મને તક મળો ઘણી આવી ગાથા,
ધારું ઉંડી ઉરવિશે સખી, એ જ આશા.

અંધેરી
૧લી જૂન ૧૯૩૩

# કટુ શબ્દો

### શિખરિણી

ભલી, ભોળી, બાળા જલભરિત નેને સૂઈ ગઈ,
કટુ મારા શબ્દો સ્મરણ કરતાં નિદ્રિત થઈ;
મને એકાકીને ગહન વમળે ચિંતનતણાં
મૂકી પોતે ચાલી દુખિત ભમવા સ્વપ્નજગમાં.

ઉઠયો, જોયું, ચૂમ્યું નયનપર બિંદુ ચમકતું,
બીડાએલા પદ્મે જલકણુસમું જે ઠર્યું હતું:
સફાળી ઉઠી તે, વળગી પડી કંઠે, ધબકતા
ઉરે બોલી, "ના, ના." અટકી ગઈ એ એમ વદતાં.

કહ્યાં જે મેં રોષે સહજ કંઈ શબ્દો કટુ અરે,
હલાવી શું નાંખે પ્રણયદ્રવતા એ હૃદયને? ૧
દ્રવે જો આ નેનો રજકણ પ્રવેશે–સહી શકે
પ્રહારો શબ્દોના પ્રણયરસભીનું હૃદય એ?

ક્ષમા, વ્હાલી! ના એ હૃદયતલકેરા ધ્વનિ હતા,
ગયા ફૂટી સૌ એ તરલ પરપોટા મનતણાં.

મુંબઈ
૧૧મી જુલાઈ ૧૯૩૧

# સાદ

ખંડ હરિગીત

મિષ્ટ ઘેરા ગર્જને
અર્પતો શાંતિ ઉરે,
સાદ સાગરનો મને
મુજ ઘરભણી બોલાવતો.

ઉદધિકેરી ઊર્મિઓ,
હૃદય ધારી મોદને,
નર્તતી ઉલ્લાસમાં
તે ઘેર ન્હોતરતી મને.

ગૂઢ ભાવો જગવતો
માર્ગ સાગરના પટે- ૧
કૌમુદીનો વિસ્તર્યો
મુજ સ્વજન પ્રત્યે ખેંચતો.

શ્વેત સાગરના પટે
ધવલ ફેને નર્તતાં
આ તેજ રૂપલા રાતનાં
તે સાદ મુજને પાડતાં.

આ મહા અંભોધિના
અમિત પટના અંતરે,
દૂર ત્યાં અદૃષ્ટ જે
તે દેશ મારો તરવરે. ૨

સ્વપ્ન દેશે નિરખું
દૂર મારા સ્વજનને,
હૃદયના એકાંતમાં
કૈં માણતા પ્રિય સ્વપ્નને.

શોકસાગરથી ઉગ્યા
મ્લાન આ વિધુના સમું
વદન વ્હાલું નેહથી
હું પેખતો ઉભો અહીં.

સંગ નાની બાળકી
અંગુલિ ધારી ઉભી:
શુક્રને શશીના સમી
એ બેલડી જોતો ઉભી.

વાટ મારી ભાળતાં,
કુશળતા ઉર વાંછતાં,
ઉભયની મીઠી છવિ
તે હૃદય મારે તરવરે.

દૂર સાગર પારથી
કૌમુદીને ભેદતો,
સાદ મારા સ્વજનનો
તે હૃદય મારે ગુંજતો.

હીંદી મહાસાગર
૧૯મી જૂન ૧૯૩૭

## શું યાચું?

શાર્દૂલવિક્રીડિત

યાચું શું સખી! જો ખરે જગતમાં લેવું અને આપવું–
હેતુ એક જ માનવી જીવનનો; જેથી દિસે વિસ્તર્યું–
આખું વ્યોમ અને સમસ્ત જગ આ, વ્હેળા અને વારિધિ,
હેતુ એ જ લહી ઝગે નભવિશે તારા, શશિ ને રવિ.

પાણી આ નદનું? પરંતુ નહિ તે તેનું, સમુદ્રે દીધું:
વ્યોમેથી ગિરિશૃંગમાં, ગિરિથકી પૃથ્વીતલે ઉતર્યું.
રાત્રે ગર્વથકી પ્રભા અમૃતશી રેલાવતો આ શશિ–
વ્યોમે આત્મપ્રકાશથી શું ઝગતો? તેવો જ હું છું સખી!

મેઘે રંગ રસે ઉષા અવનવા અંગુલિના સ્પર્શથી,
તેવું જીવન તેં રસ્યું મુજ સખી, અંધારથી ઉદ્ધરી.
આ ચંદ્રે નિજ ચંદ્રિકા કુમુદના ઉરે સીંચી છે સખી,
ને સૂર્યે ક્ષણમાં સમસ્ત જગને તેજે મઢ્યું ગર્વથી.

મારા અંતર–વૃક્ષમાં રસ અને મીઠાં અમી તેં સીંચ્યાં,
તેને તું વિકસાવજે ભરી ભરી એવી જ રીતે સદા.

મુંબઈ
૯મી ડિસે૦ ૧૯૩૦

# પ્રેરણા

ખંડ હરિગીત

ઉચ્ચ નીલાકાશમાં,
વારિધિના નર્તને,
નિર્ઝરિણી નીરમાં
શું દિવ્ય એ વસતી હશે ?

વિદ્યુતે કે અભ્રમાં,
વ્યોમતારકમાં તરે,
ચંદ્રિકાનાં હાસ્યમાં
શું દિવ્ય એ વસતી હશે ?

શ્વેત, ઊંચાં શૃંગમાં,
વૃક્ષ-ગાઢા વનવિશે,
પુષ્પના રસ–રંગમાં
શું દિવ્ય એ વસતી હશે ?

ગૂઢ રુદને સિંધુના,
કોકિલાના કૂજને,
કે કવિના કાવ્યમાં
શું દિવ્ય એ વસતી હશે ?

રમ્ય સ્મરણે બાલ્યનાં,
ભાવિના સ્વપ્નોવિશે,
આજના ઉલ્લાસમાં
શું દિવ્ય એ વસતી હશે ?

વિશ્વ સારું ઘૂમતાં
તું-હીણા સર્વે સ્થળે
ભાળી જો ના પ્રેરણાઃ
ક્યાં દિવ્ય એ વસતી હશે ?

મુંબઈ
૭મી ઓક્ટો૦ ૧૯૩૧

## એકલાં ?

વસંતતિલકા

કેવાં સખી, જગતથી સરતાં છૂપાઈ,
ને માંડતાં પ્રકૃતિના નિબિડે લપાઈ-
ત્યાં ગોઠડી પ્રણયની મધુરી અધૂરી,
ભૂલાય શું જીવનથી કદિ એ રસીલી ?

ત્યાં પંખી કો' કહી જતું અતિમંદ સૂરે,
હે પ્રેમીઓ, અહીં તમે નથી એકલાં બેઃ
કે'તું સખી, નીરવ તે સ્થલ સર્વ એવી,
મીઠી, છતાં કરુણ આ જગની કહાણી.

અંધેરી
૨જી જૂન ૧૯૩૨

# હૃદયવાદ્ય

પૃથ્વી

કદી કહીશ તું પ્રિયે ! હૃદયતંત્રીમાં માહરી
નથી પ્રથમની પ્રસન્ન પરિપૂર્ણ એ ઝંકૃતિઃ
ઉઠે હરઘડી નહીં સરસ ઊર્મિ ઉલ્લાસની,
પ્રકંપન પડ્યાં ધીમાં, અવર સૂર જાગે હવાં.

નવીન ઉરતંત્રીના સકલ તંગ તારો હતા,
જરી સ્પરશમાત્રથી રણકતા કરી શોર હા;
તપ્યા સમયતાપમાં, અનુભવો ભર્યા તુંબીમાં,
વિકારિત સૂરો થયા, સભર ભાવ હૈયે છતાં.

કદી જીવનના વિકાર, અવરોહ, આરોહથી,
પ્રમત્ત ઉરભાવ વા ચલિત ચિત્તવ્યાપારથી,
જરા, અગર ગૂઢ કો' સમયજન્ય સંવેદને
બસૂર ઉરવાદ્ય આ કદિકદિ સખી, જો બને,
તદા હૃદયતારને પ્રણયસ્નિગ્ધ સ્પર્શે સખી !
જરી અડકશે જ ત્યાં હૃદયવાદ્ય આ ગુંજશે.

માથેરાન
૧૦મી એપ્રિલ ૧૯૩૮

# હજી યે ઉંચેરે

( વિહંગરાજ તરસ્યા ઉડે રે—એ ઢાળ )

ચાલો એ ડુંગરને શિર
અધીર વીર! હજી યે ઉંચેરે:
ઉંચે અનંતતાને તીર,
અધીર વીર! હજી યે ઉંચેરે.

પેખો પ્રાણ, આંખમાં ધરી અનંત તેજને
દૃષ્ટિને હોય ના સીમ:
ઉંચે અનંતતાને તીર—
અધીર વીર! ચાલો એ ડુંગરને શિર.

હીર અભ્ર ચૂમતાં પ્રવાલશા કપોલ જ્યાં
પીવા ત્યાં પ્રેરણાના નીર—અધીર૦

તારલા, સુરજ ને ચંદાશું ખેલતાં
જેનાં મહા શત શિર—અધીર૦

જ્યાંથી આભ દિસતું ધરા દિગંત સ્પષ્ટ તે
પ્રગતિનો ગરવો ગિર—અધીર૦

ધારી ધીર ઉરમાં ઉભે અભંગ આશથી
ચઢિયે એ ગરવો ગિર—અધીર૦

અંધેરી
૬ઠ્ઠી જાન્યુ૦ ૧૯૩૩

# શરદ પૂનમ

આવી શરદ ને અંતર ઉજાળિયાં
હૈયાનાં નીર આ ઓલે ચઢ્યાં. (૨)
હેમંતે માય સખી, હૈયામાં હોંશ ના
પોષે તે પોસ પોસ આંસુ ઢળ્યાં;
વ્હાલે લીધા તે સખી, કે દિ'ના રૂસણાં
ફાગે ના કેસુડા રંગે રમ્યાં.—આવી૦
હૈયે હુતાશની પ્રગટી પ્રજાળતી
હેતની હેલી વિણ ના એ બુઝંત;
મળવાને મનડું અકળાયે આકળું
આવ્યા ના ખેલવા પ્રેમે વસંત.—આવી૦
વેલ-વૃક્ષ ઝુલતાં, ફુલી ને ફાલતા
પ્રીતમ પાખે અણુચાખિયાં હુલે;
ગાજે ગગન ઘન આષાડ શ્રાવણે,
ભાદરવે વીજળી ભયથી ભરે.—આવી૦
વ્રેહબાણ વાગિયાં કાળજડે કારમા,
આંસુડાં આંખથી ધરણી ઢળે;
ચાર ચાર ધારથી નેનો આ નીતરે
પચરંગી સાલુડાથી રંગો ચુવે.—આવી૦
ચાંદા સુરજ ને તારાનાં તેજ તો ય
અંધારે ઉર આ ઝુરી રડે;
શ્વેતરંગી સાલુડે મઢેલી અટારી એ
આવ્યો રસિક એ અલબેલડો;
આસો પૂનમ રાત રમાડી રાસડો
પ્રમદાની પ્રેમથી આશા પૂરે.—આવી૦

મુંબઈ, ૨૧મી નવે૦ ૧૯૩૩

## દ્વારે ઊભા કૂતરાને–

પૃથ્વી

મહાશય તમે ભલે બટકું રોટલો દેખીને
સરો નિકટમાં, કુદો પટપટાવતા પૂંછડી.
ઉંચું મુખ કરી જુઓ, વિનતિ છે ભરી નેનમાં,
હિસો શ્રમિત ખૂબ લાળ દદડી રહી જીભથી.

ખુશામદ તમે શીખ્યા કવણુપાસથી આટલી ?
અપુચ્છ જનથી તને કદરદાનને શું મળી ?
વસે જગતમાં ઘણા તવ સમાન છે માનવી,
ખુશામદ કરી ભરે ઉદર પુચ્છહીણા છતાં,
લુલી પટપટાવીને-ગરજ સારતી પુચ્છની.

તને નિરખીને-તજી જગ કઠોર સન્યાસને
ધર્યો કંઈ જને હશે, ભટકતા જગે જેમ તું,
વિના ઘર ભમે, ભસે જગત સાંભળે ના છતાંઃ
ખપે સકળનું તને, ત્યમ ફરે જગે ભીખતાઃ
હશે તવ દીધા જ પાઠ વસુધૈવ કુટુંબના.

ગયા ભવવિશે જ દેવ દસ અંગુલીએ તમે
પૂજ્યા તવ દીધો હશે અમર સાથ દત્તે, અલ્યા,
લહ્યો સરલ દત્તને અગર પુચ્છથી ભોળવી ?
મળે કદિય સ્વર્ગના અછુતને વળી સ્થાન આ ?

કયા જનમનું તમે મુજ પરે જ લ્યો વેર આ
ભસી નીરવ રાત્રીએ ? સકળ સંઘનું ગીત એ
ભયાનક સુણી, ડરી નયન-નિંદ નાસી જતી,

અને મધુર સ્વપ્નની લહરિયો તુટી સૌ જતીઃ
પછી મુજ કને તમે કશીય આશ રાખી શકો ?

છતાં પૂંછડી-ચાતુરી નિરખી આટલો રોટલો
દઉં, કદિ ય દ્વાર આ નહિ હવે ફરી આવશો.

અંધેરી
૨૬મી ફેબ્રુ૦ ૧૯૩૨

## અધીર ઉર

દૂરદૂરેથી સાગર સાતે ય ભેદી
ઘેરો સાદ અંતરને દ્વાર પડે,
આતમ–ગેહના બાર એ ખૂલતાં,
ગેબના ગુંબજો ગાજી ઉઠે,
મારા અધીર ઉરમાં દવ ઉઠે.

સમીરણોના સુસવાટે ચઢીને
ગિરિ ગુહામાં ગાજતો ગાજતો
સાદ એ દૂરદૂરેથી આવે,
ગેબના ગુંબજો ગાજી ઉઠે,
મારા અધીર ઉરમાં દવ ઉઠે.

સૂતેલ શ્વાસે ને સૂતેલ શમણે
ઘેરા ગર્જનના એ સાદ પડે,
આતમ રૂંધાયે, સ્મરણો ઉઠતાં,
ગેબના ગુંબજો ગાજી ઉઠે,
મારા અધીર ઉરમાં દવ ઉઠે.

જાગું હું ઝબકી સ્વપ્ન–ઓથારે,
દિશાઓ સઘળી શૂન્ય દિસે,
અંધારના ઉર ભૂતડાં ઉઠતાં,
ગેબના ગુંબજો ગાજી ઉઠે,
મારા અધીર ઉરમાં દવ ઉઠે.

લંડન
૨૭મી મે ૧૯૩૭

# એક નિવેદન

ગુલબંકી

હું હજામ? હા હજામ, સાત વાર હું હજામ,
રાત, નાવી, ગાંયજો, મને ભલે કહો હજામઃ
છતાં કહું છ વાત એક
ધ્યાનથી સુણો, ન કાઢી નાખવા સમી જ છેક.

દશા હજામના વના તમારી કેવી થાય છે?
મૂછ, દાઢી, શિરપે વધે અપાર ઝાંખરા,
પ્રિયા હઠે ભરી રીસે,
ભટોરિયાં ખૂણે લપે,
કૂતરાં ફલી ભસે,
બજારમાં લગીર શાખ આપની કહો રહે?

છતાં તુંકારમાં, અરે, કદીક વાત વાતમાં,
કહો છ તુચ્છકારમાં અને કદીક ગાળમાં,
ક્રોધમાં કહો હજામ.
પરંતુ ભૂતકાળમાં
હજામ નામ પુણ્યશ્લોક
વિશ્વમાં ગણ્યું ન ફોક.
ખાતરી ન આપની થતી જ હોય તો ભલે
તવારિખો વિશે લખ્યું જરૂર તે તપાસજો.

હજામ ના હતે જગે
લગ્ન મૃત્યુ શેં થતે?
જાન કેમ ચાલતે મશાલ ના ધરી હતે?

મૂછ દાઢીની સમેત પિતૃશ્રાધ્ધ શું થતે ?
જાન, કાણુ, લાણુમાં હજામ મોખરે હતો,
વેવિશાળ ચોકઠાં હજામયુક્તિ ગોઠવે,
કાણુમાં રડે ન કોક
હજામ મૂકતો જ પોક,
આમ સર્વ કામમાં હજામ જાળવે જ નોક.

શસ્ત્ર ચાતુરી તમે જગે નિહાળી છે કશેક ?
હજામના સમો કલાનિપુણ દાખવો ય એક.
વાઢકાપને વિશે હજામ શસ્ત્ર વાપરે,
તાવ ખાંસી પિત્તના-
વાયુ રોગ ચિત્તના-
ઓસડો હજામ હાથથી સદા થતાં હતાં.

હાંડી, ઝુમ્મરો દીવા હજામ હાથ પેટવે,
શેઠને સુવાની સેજ પાથરે હજામ તેજ;
પાય ડીલ ચાંપતાં
ગામની કરે કથા
વર્તમાનપત્ર કેમકે ન તે સમે હતાં.

સમાજપ્રાણરૂપ તે સમે હતો હજામ એક
તે હજામ હું હજામ, જન્મકર્મથી હજામ,
ઉચ્ચસ્થાનભ્રષ્ટ હા !
વિમાસું ચિત્તમાં જ આમ—
ઘેર ઘેર છે હજામ.

મુંબઈ
૨૧મી સપ્ટે૦ ૧૯૩૬

# રાગિણી

અનુષ્ટુપ—વસંતતિલકા

પૂર્વમાં પાંખડી પેઠે ઉષાનું પોપચું ખુલે,
રાત્રિનું પશ્ચિમે ધીમે પોપચું નમતું દિસે.

દૂર પ્હાડોપરે છાયા અભ્ર આશાજલે ભર્યાં,
સરિતા સર્પશી હૈયે માણતી શમણાં વહે.

પૃથ્વીના પાટલે બેસી, હાથમાં બીન ધારીને,
પુષ્પની છત્રશી છાયે ગાય દેવી શું રાગિણી ?

આલાપતી પ્રકૃતિમાં મૃદુ આર્દ્ર ગાન,
એને મુખે નવ દિસે લવલેશ ભાન
જંજાલનું જગતની, નિજ તાનમસ્તઃ
ઘેને પડી સભર જ્યાં દુનિયા સમસ્ત.

બીન છે હાથમાં, તારે અંગુલી ફરતી ધીરે,
ઝણત્કારે ધરિત્રીનું હૈયું યે ધબકી ઉઠે.

રણકો બીનનો ઝીણો વિશ્વના તાર છેડતો,
પૃથ્વીનાં સર્વ તત્ત્વોને તાર-ઝોકે ઝુલાવતો.

શ્વેત વસ્ત્ર ધર્યું અંગે, છાંટયું છે ફુલછાંટણું,
કેશ લાંબા, છૂટા, કાળા, વર્ણવૈવિધ્ય દાખવે.

ભાવના ભારથી નીચી મુદ્રા છે મુખની ઢળી,
ગાનનાં ઘેનથી ઘેર્યાં નેનો અર્ધમીચ્યાં વળી.

છે આકૃતિ સુભગ સંયમથી ભરેલી,
ભાવો સરે મુખપરે, સરનીરમાંહીં–
જાણે ઉઠે અનિલસ્પર્શથી બાલવીચીઃ
કેવી સુરેખ, તનુ, સૌમ્ય, પ્રશાંત મૂર્તિ !

ઝણુઝણુાવી ઘડી કર તન્ત્રીને,
પ્રણુવશો ઉંચકયો મૃદુ સૂરને;
વદન ને કર ચેતન દિસતા,
અવર ગાત્ર વિમુગ્ધ બની રહ્યાં.

હરિણનું ગણુ આ કયહીંથી છુટયું ?
મનુજ–દુર્લભ–સંગીત સાંભળ્યું,
ભય તજી તરુણી નિકટે સર્યું,
અભયદાન શું સંગીતમાં મળ્યું ?

નિકટમાં સરી એક ભૂમિ સૂતું,
અવર રાગિણીને પડખે ઉભું,
વળી ત્રીજે મુખ ત્યાં ચરણે ધર્યું:
અશન પલ્લવથી વધુ આ રુચ્યું ?

નયન લોલ ચકોર સ્વભાવની–
ચપળતા વિસર્યાં, સ્થિરતા ધરી,
પ્રણય–આર્દ્ર મીટે નિરખી રહ્યાં,
સહજ ભાવ સહુ વિસરી ગયાં.

થયાં આશ્ચર્યથી મુગ્ધ, વૃક્ષપર્ણો હસી ઉઠ્યાં,
પત્ર પુષ્પ અભિષેકે રાગિણીની પૂજી કલા.

ગાન-બીન થતાં બંધ શાંત પાછું થઈ સૂતું
ઝણત્કારે ધરિત્રીનું હૈયું જે ધબકયું હતું.

મુંબઈ
૧૯મી ફેબ્રુ૦ ૧૯૩૪

## ઘેરી ઘટા

ઘેરાઈ ઘટા શિર ગાઢી ઘનની ઘેરી,
મુજ નેનોનો પથ રોધી ઘનઘેરી, ભય પ્રેરી.—ઘેરાઈ૦

પથ સૂજે ના, કાળું સૌ દેખાય,
મારી નૌકા જાણું ના કે ક્યાં હંકારાય ?
પારાવારે આમતેમ અટવાય.—ઘેરાઈ૦

આજ ખૂણે ખૂણે મને ઓળાઓ દેખાય,
મારું વ્યાકુલ ચિતડું ડરી જાય—ઘેરાઈ૦

જીવનનૌકા પાજ પરે અથડાય,
સ્વમાનાં ભારા પાણીમાં ડૂબી જાય,
આશા મારી જલહિલ્લોલા ખાય.—ઘેરાઈ૦

મુંબઈ
૨૧મી ઓગસ્ટ ૧૯૩૪

# ભુંડના સર્જકને—

પૃથ્વી

પ્રભો ! નિરખી ભુંડને પ્રબલ કલ્પનાઓ ધસેઃ
રચ્યો કયમ હશે જગે અજબ ભુંડનો દેહ તેં ?

ઘડ્યા હરિણુશા પદો, ઉપર કાય માતંગની,
ધરા ઘસડતું મહા ઉદર, પૂંછડી સોટી શીઃ
મુખે, નયનમાં તરે પ્રખર જાડ્યનું રાજ્ય છે,
અધોમુખ ફરે જગે બધિર કર્ણ, નેત્રો વિના.
હશે હૃદયમાં વિષાદ નિજ રૂપ જોઈ થતો ?
હશે શરમ ટાળવા અગર ઔષધિ શોધતો ?

કહું કૃપણ ? ના. ભરી અવયવે બધે સ્થૂલતા,
કહું કૃપણ ? હા. લગીરનહિ તેં દીધી સુક્ષ્મતા.
કહું અગર ના કહું પણ મને જ થાતું છતુંઃ
પ્રભો ! જગત–સર્જને તવ તરે મનસ્વીપણું.

તજી સુભગ ભાવના સૃજનકાર્યસૌંદર્યની,
અને મૃદુલતા, કલા તિમિરમાં ગયાં ઓસરી;
થઈ સૃજનઝંખના પણ મળી ન શું પ્રેરણા ?
ગયો કુસુમ સર્જવા પણ કરાલ કાંટા સર્જ્યા.

સર્જ્યાં સકળ તત્ત્વ તેં જગતનાં, કરે માટીને
વધેલ લઈ, પિંડને, શ્રમિત તેં, ફગાવ્યો જગે.
ભલા ! પણ વિચાર ના જરિ ય તે પહેલાં કર્યો,
થયો અફળ યત્ન હા ! કંઈક કાળનો તાહરો.

પ્રયોગ કરવા ગયો અગર ભિન્ન બીબાં લઈ
ઘડ્યા અવયવો જુદા અવર કો'ક પ્રાણીતણા,
મૂકી ઉલટ સૂલટા અવનવું ઘડયું ભુંડ આ ?

તજી સૃજનકામના ગઈ તને, પ્રમાદી થઈ,
કહે અગર ઊંઘમાં, ગલતમાં સ્રજ્યું ભુંડ આ ?

અલ્યા, અગર અર્પવા અમરતા થઈ ઝંખના
વરાહ અવતારને, જગતમાં સદેહે થવા ?

પ્રતીક અવતારનું જગલલાટપે ડામતાં
તને નવ રહ્યું પ્રભો ! સ્મરણશેં જરા કાર્યનું ?

રચ્યું કનકથાળશું જગત, મેખ લોખંડની
તને ઉપર મારતાં અદય ! ના ઘૃણા ઉપજી ?

તને ઠપકવા સમર્થ નવ કોઈ એ જાણીને
પ્રમત્ત થઈ તું કરે વિષમ સર્જનો શું ભુંડાં ?

બધે જગતમાં દિસે ભયભરેલ વસ્તુસ્થિતિ:
કરે કસુર માનવી સૃજનમાંહિ સૌંદર્યના–
જરી, તદપિ દાખવે જગ સદાય અક્ષમ્યતા.

તમે મથી વિરૂપતા રતન આ હશે મેળવ્યું:
ભલે, જગત પૂજતું: હૃદય આ ન પૂજી શકે.
સદૈવ તવ ભૂલ એ ગણીશ હું અને રાચશે–
પરસ્પર અપૂર્ણતા, અફળતા ગણી–નાચશે
સનાતન નિનાદથી હૃદય, આત્મસંતોષથી.

સુરમ્ય રસમૂર્તિ એ ઘડી અનન્ય લાવણ્યની,
ભલે, પણ નઠોર! તેં સુલભ આટલી શેં કરી?
મનોરથ ભર્યાં મને, મનવિશે શમાવ્યા હતે,
તદા જગ વિરૂપતા સહજમાં ટળી સૌ જતે.



વિલુપ્ત થવું હોય તો નયનથી પરા સર્વદા
થજો, સ્વપનમાંહિ ના પણ વરાહરૂપે છતા.

મુંબઈ
ઓક્ટોબર ૧૯૩૪

# અજંતા

### ઉપજાતિ

ભરી ઉરે સંસ્મરણો અનેરાં
જાઉં અજંતા !
 તવ દ્વાર આવ્યો,
સંતુષ્ટ હૈયે મુજ ધામ પાછો.

સૃષ્ટિ વિશે સ્થાન અનેક ભાળ્યાં,
મનુષ્યની દિવ્ય કલાથી આંક્યાં;
નિસર્ગની કિંતુ સ્વયંભૂ લીલા
ને માનવીની ગરવી કલાના
સંવાદથી તું સમ સૌમ્ય, રમ્ય,
વિભાવના કાર્ય વિશે પ્રપૂર્ણ-
હશે થયાં કો વિરલાં જ સ્થાન.

પાષાણકેરી પ્રતિમામહીં યે
તારા કલોપાસક યાત્રીઓએ
દિસે ભર્યું સંગીત દિવ્ય શાંતઃ
સુરેખતા ને વળી રંગકેરા
સુમેળથી શું ઝરતી કવિતા-
પ્રત્યક્ષ ઊભી ધરી મૂર્ત રૂપ !

પ્રબુદ્ધ આત્માતણી ભવ્ય ગાથા,
હતી હટાઈ જગ વિસ્મૃતિમાં,
તે આજ ભેદી યુગયુગકેરાં,

અંધાર ગાઢાં, ફરીથી પ્રકાશે
એ બુદ્ધના આતમદીપ જેમ.

અને અજંતા, તવ ચિત્રકારો,
સ્થાપત્ય ને શિલ્પ-ધુરંધરોની
કલા કયા શબ્દથી થાય વ્યક્ત?
અતિમનુષ્યો સઘળા હશે એ,
જેણે મહાકાવ્ય રચી સમર્પ્યાં-
આંકી સુરેખે ગિરિપૃષ્ઠમાંહીઃ
ગુહા ગુહા મૌનથી ગાજતા જે.

તે કાળના ભવ્ય પ્રચંડ શબ્દો
કર્ણોતણી ગૂઢ ગુહા ગજાવે,
વિશારદો ધર્મ અને કલાના
સદેહ દિસે, અમરત્વ પામ્યા
પાષાણમાં આ નિજ પ્રાણ પૂરી.



સદાય મારે ઉર અંકિતા રહી
થજે કલાપ્રેરક તું અજંતા!

ઈલોરા
૧૮મી ઓક્ટો૦ ૧૯૩૭

# પૂ. નરસિંહરાવને–

પૃથ્વી

મહા ગિરિસમા તમે નયનસંમુખે છો ઉભા,
કૃતાર્થ તમ દર્શને ઉર સદા અમારાં થતાં,
અબોલ બનીને ઢળે ચરણુમાં તમારા, પીતાં
વિશુદ્ધ ઉરથી વહુંત જલપૂર વાત્સલ્યનાં.

પડ્યા જખમ વજ્રના શિર પરે ઘણા કારમા,
છતાં સહુ ગણી પ્રતીક વિભુના જ સંકેતના–
અભંગ ઉર–આશથી સકલ ઘા વધાવી લીધા,
નહીં રુધિર–દુઝતા જગતને વ્રણો દાખવ્યા.

હવે અતલ અંતરે અનલ જ્વાલ, તે આવરી
તમે શિખરપે કદી નવ થવા દીધી કો છતી.
બળે ઉદધિ અંતરે જ વડવાગ્નિથી સર્વદા,
છતાં જગત પામતું લહર શીત ને શાંતિદા.

શિરે વરસતી અસંખ્ય જલની ઝડીઓવતી
કદિ ન દવ ઓલવ્યા હૃદયના: ઉરોલ્લાસથી
જગે અવરનાં દુખો શમવવા વહાવી નદી
સદાશિવપ્રવાહિની પુનિત માત ગંગાસમી.

પડી વિપદ એકલા સહન શાંત ચિત્તે કરો,
અને હૃદયવાદ્યના કરુણુભાવ ગૂંથી વણો–
કલા, રસિકતા ભરી, ઉરવિવેક–ભાવે–ભીનાં
તમે અવર કાજ–ગીત રસભાવનાથી ભર્યાં.

મથો વિસરવા સદા હૃદયભાર, સંવેદના
દઈ જગતને તમે મધુર ગીત આનંદનાં;
ઉન્હાં નયનનીરથી પ્રજળતાં ઉરો ઠારતાઃ
ન શું અમિત આ દિસે જીવનલ્હાણુની ભવ્યતા!

વિરાટ ઉર આપનું-અડગ સર્વ આપત્તિમાં,
થશે અમ મહાનુભાવ! બળપ્રેરણા જીવનેઃ
ગુરો! ગભીર મૂર્તિ આ હૃદયમાં વસી રાજશે,
સદા વચનવારિધિ સભર મૌનથી ગાજશે.

મુંબઈ
૭મી સપ્ટે૰ ૧૯૩૪

# શાયરને—

[ ગઝલ ]

શાને રમાની વાંકડી ભમ્મર ઉપર
ઓવારતો તું દમબદમ સારું જીગર ?
ઓવારવું જો હોય શાયર એહને—
તો ભલે ઓવાર ગાફીલ તે ઉપર,
પણ શીદ સારી શાયરી ઓવારવી ભમ્મર ઉપર ?

હોય ગાવાં ગીત તો ગાયા જ કર;
ગુલબદન માશુકનાં શામોસહર,
ગીત ગાતાં આપનાં આંસુથકી—
ભીંજવો તેનાં કદમ પણ હર-પ્રહર,
પણ શીદ સારી શાયરી ઓવારવી આંસુ ઉપર ?

વડોદરા—ભરુચ
૫મી ડિસે૦ ૧૯૩૯

# નર્મદને—

### શિખરિણી

રચ્યાં ના કાવ્યો તેં જનહૃદયને મુગ્ધ કરતાં,
અમારાં હૈયાંને રસજલહિલોલે નચવતાં,
ઘડ્યાં ના શાસ્ત્રો તેં, નહિ વળી મિનારા વિભવના,
જીવ્યો ત્યારે કીર્તિકળશ તવ શીરે નવ ઢળ્યાં:
ઝઝુમ્યો યુદ્ધે ના, શહીદ થઈ ક્ષેત્રે નવ પડ્યો,
છતાં આજે તારું સ્મરણ કરતાં શિર્ષ નમતાં.

પરંતુ તેં વાંચ્છયું કંઈકંઈ ન જે તું કરી શકયો,
મહેચ્છાઓ સેવી, કંઈ ફળી અકાળે કંઈ મરી—
છતાં તું હાર્યો ના અવિરત પ્રયત્નો કરી કરી,
મહાસ્વપ્નો તારાં કદિક ફળશે—એમ લહીને.
ઉઠે આશા ઈચ્છા જનઉરવિશે અબ્ધિ જલના—
તરંગોની પેઠે, પરિમિત છતાં શક્તિમહિમા:
પનારાં જ્યાં દૈવે, કયમ મનુજકાર્યો મૂલવવાં—
નહિ આશા ઈચ્છા ફલિત બનતી જો સરવદા?

મહા મ્હોલાતોની મનમહીં કરી ભવ્ય રચના
ઉંડા પાયા નાંખ્યા નવજીવનના સર્વ દિશમાં;
વિધાતાએ તોડી તવ જીવનદોરી, રહી ગયું
અનુગામી કાજે ચણતર અધૂરું ભવનનું.
સખા, સ્વામી, નેતા, ભવન અધૂરામાં મૂકી શકું
શિલા એકાદી યે મુજ જીવન તો સાર્થ ગણું હું.

મુંબઈ
૧૨મી જુલાઈ ૧૯૩૩

# લખું ? નવ લખાય...

પૃથ્વી

વિચાર શતધા કરું પણ ન કલ્પના આવતી,
ગુંચો મન વિશે થતાં મનનશ્રેણિ તૂટી જતીઃ
રચ્યાં નવ રચાય કાવ્ય ઉરવેગવાણી વિના,
વહે કવિતમાં ન ભાવ ઉરમાં ઘુંટાયા વિના.

કદીક રચના કરું રસવિવેક ઉવેખતાં
બને ન કવિતા સખી, નીરસ શબ્દનાં ચોકઠાંઃ
વહે ન કવિતામહીં હૃદયશોકઆનંદ જો–
સર્જયું નવ સર્જયું સમાન ઉભયેઃ ગુમાવ્યું કશું ?

કશીય નહિ કામના કલમ ઝાલવાની થતી,
સુષુપ્ત ઉર રાખવા, શ્રમ ઉતારવા ઝંખનાઃ
દિવા–સ્વપન માણવા, સમયસ્થાન ભૂલી જવા,
કહે ન અધિકાર શું શ્રમિત ચિત્તને આટલા ?

લખું ? નવ લખાય કાવ્ય લખી તો પછી શું કરું ?
કહું ? નવ કથાય ભાવ, અમથો કહે શેં લવું ?

માથેરાન
૨૦મી મે ૧૯૩૫

# ટિપ્પણ

**જીવનસખીને :—( પૃ. ૧–૨ )**: ૧–૧૬ આ કૃતિ વસ્તુત: અર્પણકાવ્ય છે. ામાં કવિએ પોતાના પ્રથમ કાવ્યસંગ્રહ પ્રણયકાવ્યોમાંની રચનાઓનો નિર્દેશ ર્યો છે. એ પ્રણયકાવ્યોરૂપી પુષ્પોની શોભાને કવિ 'વિલાઈ' ગણે છે; પણ તેથી ! પોતાના હૃદયમાં તો પ્રણયની 'મધુરપ' પ્રપૂર્ણ છે. આ પ્રતીતિ ઓછી માશ્વાસક નથી. આ પ્રતીતિને લીધે જ 'નવલાં' કાવ્યકુસુમો કવિ જીવનસખીને ારણે ધરે છે. આ નવાં કુસુમોની શોભા, સુગંધ ગમે તેવી, ગમે તેટલી હોય છતાં જે ભાવથી એ બધાં શબ્દરૂપ પામ્યાં છે તે તો મધુરતર છે. હૃદયની 'છાયાછટા'—ight and shade પૂર્ણપણે પ્રગટ થવાની ધન્ય સ્થિતિ પ્રાપ્ત થએલી ન લાગે ો યે 'હૃદયછવિ' નિરખી લેવાની પ્રાર્થના કવિએ ફરીથી કરી છે.

૫ **અંગત** શબ્દ પૂરો અર્થદ્યોતક નથી લાગતો. કવિને સામાન્યત: બે 'શૈલ' ાય છે. એક **અંગત** (private) પોતાને માટે, પોતાની જીવનસખી માટે, બીજું સામાન્ય'–સાહિત્યરસિકો માટે એવું વક્તવ્ય હશે ! ૧૭–૩૦ કવિપદનો દાવો મેં પૂર્વે કદિ કર્યો નથી, એમ કહીને કવિએ પોતાના કાવ્યસંસ્કારનો ઈતિહાસ આલેખ્યો છે. તેમાં પિતા તરફથી બાલ્યકાળમાં પ્રાપ્ત થએલા સંસ્કાર, પ્રતિભાશાળી કવિઓનાં કાવ્યોના અભ્યાસથી મળેલું માર્ગદર્શન, સખીના લલિત હૃદયમાં સ્થાન પામવાથી ઊઠેલી ભાવોર્મિ, પ્રકૃતિના હૃદયંગમ દર્શનોથી થયેલાં પ્રસ્ફુરણ, માનવ-હૃદયનું દર્શન : આ બધાંનો ઉલ્લેખ કર્યો છે. આ બધી સામગ્રીનું પરિણામ તે કાવ્યકુસુમો. આ કાવ્યકુસુમોનું સખીને પ્રેમપૂર્વક સમર્પણ પુનરુક્ત કર્યું છે. **હજારો ગાઉ જૈ...**એ પંક્તિ સ્ફુટાર્થ નથી. વસ્તુત: I had gone

A million miles away, and stayed

A million years : એ રૂપર્ટ બ્રૂકના ભાવનો અનુવાદ છે. ૩૧–૩૪ આ સમર્પણક્રિયામાં દ્વૈતદર્શન લેખક કરવા દે તેમ નથી. ૩૨–હૃદય અને મન–બુદ્ધિ, એમ વિવેક કર્યો છે, પણ મનનો અર્થ બુદ્ધિ કરવો ઠીક નથી. આ છેલ્લો શ્લોક રોબર્ટ બ્રાઉનિંગની નીચેની પંક્તિનો વિસ્તાર છે :

Where the heart lies, let the brain lie also.

**અરે હૈયું નાનું ( પૃ. ૩ )**: ૧–૮ दूरंगमं ज्योतिषां ज्योतिरेकम् એવા મનનું વિસ્તૃત શૈલીમાં કરેલું વર્ણન. ૯–૧૦ આવા પ્રબલ મનને પણ આજ્ઞા—મર્યાદા

કેમ ? સર્જક કરતાં માનવ બલવિભવમાં ચઢી જાય એવો સર્જકનો ભય-ઈર્ષ્યા પણ—એમ કવિનો ઉત્તર છે. આ સમાધાન ઉપરછલ્લું જણાય છે. સરખાવો રોબર્ટ બ્રાઉનીંગનું નીચેનું વચન:

Lest the creation may surpass the Creator.

**તમે શહીદો? (પૃ. ૫):** પેરિસમાં Arc-de-Triomphe ના દર્શનથી આ કાવ્ય સ્ફુર્યું છે. 'તમે શહીદો ?' આ નામકરણમાં જ કવિનું વક્તવ્ય સૂચવાઈ જાય છે. જ્ઞાનશૂન્ય, gun-fodder, પશુબંધુ સૈનિકો જે સંકુચિત દેશભાવનાથી—ના, દેશભાવનાની દુષ્ટ મદિરાથી—મત્ત બનીને મરી ફીટ્યા છે તેને શહીદો કહીએ તો જ્ઞાનપૂર્ણ, હૃદયપૂર્ણ આત્મબલિદાન કરનારા જીવનવીરોને માટે અથવા તેમના પ્રાણવિસર્જન માટે કયો શબ્દ વાપરવો ? શહીદ અને શહાદતનો આ તો ઉપહાસ જ. ૪ **યશોદા**=કીર્તિકર. ૧૦ આ પત્થરના સ્મારકો વસ્તુત: પેલા માનવપશુઓની જિજીવિષા—જીવવાની પ્રબલ ઈચ્છાનાં પ્રતીકો માત્ર છે. ૧૩ **વિનાશવાને**=વિનાશ કરવાને. **वि+नश्** ઉપરથી 'વિનાશ' નામ બન્યું છે. તેના ઉપરથી વિનાશવું ફરી ધાતુરૂપ બનાવ્યું છે. આનંદ ઉપરથી આનંદવું ક્યાં નથી બન્યું ! ૧૫ **ગાથા**—યશોગાન. **ચતુરંત**—ચોમેર. સંસ્કૃતમાં ચતુરંતા=પૃથ્વી. ૧૯ **વીરશ્રી**=વીરતાની શોભા. આ શબ્દમાં 'ર' ને અણથડક્યો રાખ્યો છે તે ઠીક નથી લાગતું. ૨૧ **માનવકો**=પામર મનુષ્યો. 'માનવ'ને લઘુતાવાચક 'ક' પ્રત્યય લગાડેલો છે. કારલાઇલે Man ઉપરથી Manikin પ્રયોગ આ અર્થમાં કર્યો છે. ૨૨ **માનવવંશ-ઘેટાં**=માનવવંશમાં જન્મેલાં એટલે માનવ તો ખરાં પણ સ્વતંત્ર વિચાર કરવાને અશક્ત—**परप्रत्ययनेयबुद्धि**—ગાડરાં જ. **મંડૂકદષ્ટિ**=સંકુચિત રાષ્ટ્રવાદની ભાવના. આવી દૃષ્ટિવાળાની ઊંચી આદર્શકલ્પના પણ કેવળ ખંડદર્શન પ્રગટ કરનારી; વિશાળ માનવતાની દૃષ્ટિ એમનામાં નહીં જ. ૩૧–૩૪ નિષ્કારણ લોહી રેડનારા, માટે જ પશુઓ એમનાથી ચઢે. **બુદ્ધિવનાં**=બેઅક્કલ, મૂઢબુદ્ધિ. ૩૫–૩૯ આમ કલંકિત મૃત્યુ પામેલા તમે શહીદ ? દયા-પ્રેમનો જેઓમાં છાંટો સરખો યે નહીં તે તમે શહીદ ? પ્રશ્નના ગર્ભમાં રહેલો ઉત્તર સ્પષ્ટ જ છે. આમ મરવું ને મારવું ઉભય દૂષિત છે.

૫૨ **વિવેકશક્તિ**=સારાસારનો ભેદ કરવાની બુદ્ધિ. વિવેકશક્તિને દેશાભિમાનના અગ્નિથી દગ્ધ જ કરી હોત તો વચન સબળ ન બનત ? પણ તેમ કરતાં એ દેશાભિમાનીઓની પ્રસુપ્ત માનવતા વિશે અશ્રદ્ધા પ્રગટ થાત. એટલે વિસ્મરણ જ ઠીક છે. ૫૩ સંકુચિત દેશાભિમાનની ભાવના. ૫૫ **આત્મ-માહાત્મ્ય**=

racial superiority. ૬૭ **ઈંદ્રિજાલ**= ભ્રમણા. આ શબ્દ સંસ્કૃતમાં નપુંસકલિંગનો છે. 'જાળ'ના સંસ્કારથી ગુજરાતી ભાષામાં કોઇકવાર સ્ત્રીલિંગમાં વપરાય છે. ૬૮–૭૧ અહીં ખરો સૈનિકધર્મ વર્ણવ્યો છે. ૭૫ **જાત**= આત્મભાન. ૯૦–૯૨ **સાધ્ય**= મોક્ષ, ધ્યેય. એને મેળવવાનાં સાધન બે: એક સત્ય અને બીજું હુસ્ન–સૌંદર્ય માનવજીવન. ૯૭–૧૦૭ લેખકનો વિશાલ માનવતાના ઐક્ય વિશેનો આશાવાદ આ ખંડમાં પ્રગટ થયો છે, ને તે છેલ્લી બે પંક્તિઓ વડે વર્ણ્ય વિષય જોડે સંશ્લિષ્ટ બન્યો છે. છેલ્લી પંક્તિની છંદપલટ અસરકારક છે. ૧૦૮–૧૧૧ આ પંક્તિઓમાં ભાવની પુનરુક્તિ છે. **વિભાવના**=conception. ૧૧૮ **પાશવસંહિતા**=હિંસાના ઘોર મંત્રોની સંહિતા. ૧૨૧ 'શોણિત'માં બીજી શ્રુતિ દીર્ઘ ગણવી પડે છે. ૧૨૪–૧૨૫ ગાંધીજીની આદર્શ સત્યાગ્રહીની કલ્પના સરખાવો. ૧૨૬ આ પંક્તિ શ્રી. નાનાલાલની 'સિંહને શસ્ત્ર શાં,' એ પંક્તિનું સ્મરણ કરાવે છે. આ પ્રશ્નોક્તિ જાણે કવિને ગાંધીજીનો અહિંસાવાદ અભિમત હોય એવો ભાસ ઉત્પન્ન કરે છે; પણ તે ભાસ કેવળ અભાસ છે એમ પંક્તિ ૧૨૭-૧૩૦ માં રજુ કરેલી સંભવકલ્પના કે વિકલ્પકલ્પના જોતાં લાગે છે. એમની શહીદની કલ્પનામાં શસ્ત્રધારણ અને નિઃશસ્ત્રતા ઉભયને અવકાશ છે. ૧૩૧–૧૩૫ માં ૧૨૪–૧૨૫ માંની શહીદ કલ્પનાને પુનરુક્ત કરી છે. ૧૩૭ પંક્તિને અંતે 'હતે ના' ઠીક લાગતું નથી, એથી આખી પંક્તિ શુષ્ક ગદ્ય જેવી થઈ જાય છે. ૧૩૮–૧૫૬: પરમ શહીદ ઈસુનું દૃષ્ટાંત ઉપસ્થિત કર્યું છે. એના જીવનના જે પ્રસંગો ઉલ્લેખ્યા છે તે ક્રમાનુસાર મૂકયા હોત તો વિશેષ યોગ્ય લાગત. ૧૪૦ 'સૂતી' શબ્દમાં 'સૂ' ગુરુ જ લેખકને ઈષ્ટ છે, અને તે જ યોગ્ય છે. ૧૪૯ **બેખુદા**= નાસ્તિક, 'સેતાન' જેવા ઈશ્વરના વિરોધી 'બેખુદા' શબ્દ સાચો છે! સરખાવો કલાપી: 'પાંચે નમાઝે ઝૂકતાં તારે કદમ, આડા ફરે છે બેખુદાઓ એ સનમ'.

૧૬૧ **તવારીખ**=ઇતિહાસ. ૧૬૨ **કૃતઘ્નતાજન્ય**=માનવજાતિને ઉપકારક ઇસુના જીવન–આદર્શોનું વિપરીત દર્શન કરીને ઇસુનો ઘાત કર્યો તે માટે. ૧૬૩મી પંક્તિમાં વીરત્વ શબ્દમાં 'વી' ને લઘુ ગણવો પડે છે તે અસહ્ય છે. ૧૭૨–૧૭૩ સંભારો ગાંધીજીનું પ્રસિદ્ધ વચન;—In the midst of death Life persists; in the midst of untruth Truth persists; in the midst of darkness Light persists. ૧૭૬ **પશુયને**=પશુને પણ; આવો પ્રયોગ અરૂઢ ગણાય ખરો. ૧૮૧–૧૯૧ ઇસુદર્શનને અશહીદ શહીદોની કથામાં

સંબદ્ધ કર્યું છે. ૧૯૨–૨૦૨ માં સ્મારકોને, કેવળ પત્થર ગણીને, કાળના પ્રચંડ ધમસાણમાં જગતના ભારરૂપ એ પત્થરોને પણ વિનાશ થતા દેખાડ્યા છે. ૨૬૭ અતલાંત=અતલ અને અનંત; શબ્દપ્રયોગ અહીં બંધબેસતો લાગતો નથી.

**મને ગમે છે** (પૃ. ૧૫–૧૮) ૧–૧૨ : કવિને રુચિકર ભવ્ય, કોમળ, સુંદર, પ્રકૃતિતત્ત્વોનો ઉલ્લેખ. આ તત્ત્વોમાંથી સાહિત્ય, સંગીત, અને કલામાં પ્રતીત થતી કવિત્વધારા ઉદ્ગમ પામેલી કહી છે. ૫ દિલચસ્પ=મનને ગમે તેવી, મોહક. ૬ ગંધશોભા=ગંધ અને શોભા. ૧૩–૨૪ : કવિને પ્રિય પ્રકૃતિનાં રુદ્ર પ્રલયંકર તત્ત્વોનું દર્શન. જીભ, વીજ–જેવા શબ્દોને છન્દોઘટનામાં જિભ, વિજ એમ હ્રસ્વ ઉચ્ચારતાં તેનું બળ નષ્ટપ્રાય બની જતું લાગે છે. ૨૫–૩૦ : પ્રકૃતિનાં ઉપર નિર્દેશ કરેલાં તત્ત્વોથી પણ વિશેષ પ્રિય માનવબાળ (માનવ) ને ગણ્યો છે. પોતાની માનવ-પ્રીતિનાં કારણોનો વિસ્તાર કાવ્યના બાકીના ભાગમાં કરેલો છે. ૩૯ પડછંદ=પ્રચંડકાય. પંક્તિ ૩૮ થી ૭૪ માં માનવ આત્માનાં પરસ્પર વિરોધી છતાં સંપૂરક, ઉત્કર્ષક એવાં લક્ષણો દર્શાવ્યાં છે. માનવની આ વિલક્ષણતા કવિની માનવપ્રીતિના કારણરૂપ છે. ૬૯ 'મોટાઈ' અને 'પ્રભુત્વ' લગભગ અભિન્નાર્થ હોઈ પુનરુક્તિનું દૂષણ કદાચ લાગે, પ્રભુત્વમાં સ્વામિત્વ, સત્તાનો ભાવ છે.

**પ્રાતઃસ્મરણ** (પૃ. ૧૯) ૧૧ ખુંપોને સ્થાને ખૂંપો જોઈએ. ખૂંપવું=ભોંકાવું. તે ઉપરથી ભોંકાય, કરડે તેવા વધેલા કાંટાળા વાળને 'ખૂંપ' કહ્યા છે. જોડણીકોશમાં ખૂંપ=પરણવા જતાં વરને પહેરવાનો ફુલનો એક શણગાર એમ એક જ અર્થ આપ્યો છે. ૧૩–૧૪ : કાર્ડિનલ વુલ્સીએ ઉચ્ચારેલા અનુતાપવચનનું સ્મરણ કરાવે છે.

**ઐશ્વરી છંદ** (પૃ. ૨૦) : કવિનું વક્તવ્ય છેલ્લી બે પંકિતઓમાં સંક્ષેપમાં સૂચિત છે. વિશ્વનો સર્જનવ્યાપાર કોઈ ઋતના નિયમને અધીન છે કે ઈશ્વરનો નર્યો સ્વચ્છંદ છે? આ કવિનો પ્રશ્ન છે.

**એક પ્રશ્ન** (પૃ. ૨૨) જગત માનવને ભલે પ્રભુનું સર્જન ગણે. પણ પ્રભુ એટલે અજ્ઞેય તત્ત્વમાં માનવધર્મો આરોપીને માણસે જ ઊભી કરેલી કલ્પનામૂર્તિ માત્ર નથી શું? **ઐશ્વરી છંદ** કાવ્યમાંનો પ્રશ્ન સરખાવો.

**સૈનિકોની સમાધિ** (પૃ. ૨૩) ૧૯૧૪–૧૮ ના મહાભારત દરમ્યાન પૅરિસની ઉત્તરે Marne નદી પાસે મિત્રરાજ્યો અને જર્મન સૈન્યો વચ્ચે જ્યાં ભીષણ યુદ્ધ થયું હતું તે જંગલ જોઇને આ કાવ્ય સ્ફુર્યું હતું. ૪ થી પંકિતમાં

અતિસ્ફુટતા હોય છે. ૧૪ હરી ગળેલી : બરફ પડવાને કારણે. ૨૪–૨૬ જીવતાં અને મરેલાંનો અવસ્થાભેદ અહીં નિર્દેશ્યો છે.

**ચિત્રલેખા** ( પૃ. ૨૫ ) **અંભોધિ**=સંસારસાગર, ૧૪ **ચિત્રલેખા**=તારકિત રજની પ્રકૃતિપક્ષે; અને અનેક સ્વપ્નો, આશા, ભાવના, કલ્પના વગેરે જ્યોતિર્ગણથી અલંકૃત હૃદયાકાશ કવિપક્ષે. આ સંગ્રહના નામકરણમાં આ બીજો અર્થ ઉદ્દિષ્ટ છે.

**કાલસમન્વય** ( પૃ. ૨૬ ) ૨ : વર્તમાન કાળનાં ચિંતન અને ભાવોર્મિનું માનવના મૂલ્યાંકન માટે તેના ભૂત અને ભાવિ ( એની મહત્ત્વાકાંક્ષા, ભાવના વગેરેથી સૂચિત ) નો વિચાર કરવો પણ આવશ્યક છે એમ કવિનું વક્તવ્ય છે.

**વિક્ટોરિયાના ઘોડાને** (પૃ. ૨૭–૩૦): સ્વૈરવિહારી શૈલિની આ રચના છે. ૪ **ઉચ્ચૈ:શ્રવા**=ઈંદ્રનો અશ્વ. ૧૮ **દાક્ષિણ્ય**=સ્ત્રી–સંમાનની ભાવના ( sense of chivalry ). ૨૫ **સહારો**=આશ્રય, હુંફ. પંક્તિઓ ૫૦, ૫૧, ૫૨ અને ૫૮, શ્રી. ઉમાશંકર જોષીના ‘ વિશ્વશાંતિ ’ કાવ્યમાંથી ઉતારી છે. ૭૫–૭૬: ઘોડાના ઉપહાસમાં વિશ્રબ્ધ માનવવ્યાપારનો પણ ઉપહાસ સૂચિત જણાય છે.

**વિભુનો ગ્રંથ** (પૃ. ૩૧) પ્રકૃતિને અમૂલ્ય સૌંદર્યદર્શન પ્રગટ કરતો, કવિત્વઝરતો જ્ઞાનનાં ગૂઢ રહસ્ય દર્શાવતો વિભુનો ગ્રંથ અહીં કહ્યો છે; અને પ્રકૃતિના રહસ્યથી પણ અધિક રહસ્યમય માનવહૃદયનાં ઊંડાણોમાં અવગાહન કરવાની આકાંક્ષા વ્યક્ત કરી છે; અને એ માટે પ્રેમને કવિએ સાધન ગણ્યું છે.

**માનવ–યંત્ર** ( પૃ. ૩૨ ) માનવજીવનની યાંત્રિકતાનું સંક્ષિપ્ત વર્ણન અહીં કર્યું છે. W. H. Davies ના Leisure કાવ્યની જાણીતી પંક્તિ:–We have no time to stand and stare–ના સંસ્કારથી આ કાવ્ય સ્ફુર્યું છે.

**હિકમતની પેશાની** ( પૃ. ૩૩ ) આ રચના W. H. Davies ના નીચેના કાવ્યનો વિસ્તૃત અનુવાદ છે.

| | |
|---|---|
| When I look into a glass | When I look into a glass |
| Myself's my only Care; | I see a fool; |
| But I look into a pool | But I see a wiseman |
| For all the wonders there. | When I look into a pool. |

**હિકમતની પેશાની**=જ્ઞાની માણસનું કપાળ, અહીં મુખ. ૧ **હુસ્ન**=સૌંદર્ય. **ફાની**=નાશવંત. ૨ **જિસ્મ**=સ્થૂલદેહ. ૪ **અબદ**=શાશ્વત. ૬ **રુહાની**=દિવ્ય, આધ્યાત્મિક. ૭ **ખલાયક**=જગત.

માનવ પોતાની સંકુચિત, પામર દુનિયામાં જ, પોતાની જાતને તેનું મધ્યબિંદુ સમજી, રચ્યો પચ્યો રહે છે ત્યાં સુધી તેને સાચું દર્શન થતું નથી. પ્રકૃતિ સાથે તન્મય થવાથી જ સાચું દર્શન થઈ શકે છે એવું લેખકનું વક્તવ્ય છે.

**ઋતુરંગ** (પૃ. ૩૪–૩૫) ૫ **વજ્રસમી વીજ** એટલે ? વીજ અને વજ્ર વસ્તુતઃ એક જ છે. ઇંદ્રના વજ્ર જેવી વીજ એમ વક્તવ્ય છે. ૬ **પડછંદ**=પ્રચંડ. ૮ **વરષા**=વર્ષા. વરષા તદ્ભવ બરાબર નથી લાગતો. વરસા થઈ શકે, પણ એવું રૂપ અરૂઢ છે. ૧૬ **વનવાગડ**=વનવગડો. વાગડ તો એક દેશનું નામ છે. ૨૮ **ઋતુરાણી**=વસંતને ઋતુરાજ કહે છે, પણ વસંતને નારીજાતિમાં વાપરેલ છે તેથી ઋતુરાણી. ૨૯ ગહ્વરને સ્થાને ગહ્વર વાંચવું. ૩૦ રસકૂજન વાંચવું. ૩૨ **આનનકંજ**=મુખકમલ. ૩૫–૩૬ રમ્ય વસંતની ચિત્રવિચિત્ર લીલા જોઇને યૌવન વિસ્મયમૂક બની રહે છે.

**તાદાત્મ્ય** (પૃ. ૩૬–૩૭) આ કાવ્ય સૌ. પુષ્પાબેન વકીલના **તાદાત્મ્ય** નામના કાવ્યના ઉત્તરરૂપે છે. (૧) ૧ મહાનગરઃ મુંબઈ. ૧૧–૧૩ પ્રિયાની ઈચ્છા પ્રકૃતિ જોડે તાદાત્મ્ય સાધવાની છે, પરંતુ માનવહૃદય જોડે જ જો તન્મયતા સધાઈ ન હોય તો પ્રકૃતિ જોડેના તાદાત્મ્યનો અર્થ શો ? બીજા ખંડની છેલ્લી પંક્તિઓમાં પણ આ જ ભાવ ફરીથી વ્યક્ત કર્યો છે. (૨) ૧ **એષણા**=વાસના, તીવ્ર કામના. ૩ **ગણગીત**=સમૂહગીત, સંઘગીત, chorus.

**કશ્મીરનાં સંસ્મરણો** (પૃષ્ઠ ૩૯ થી ૪૩) લેખકે ૧૯૩૮ ના મે માસમાં કાશ્મીરનો પ્રવાસ કર્યો હતો તે સમયનાં કાશ્મીરનાં જુદાં જુદાં દર્શનોને અહીં વર્ણવેલાં છે. કાશ્મીરનો ઉત્તર હિંદુસ્તાન અને કાશ્મીરમાં કશ્મીર ઉચ્ચાર કરવામાં આવે છે. ૩ **કશ્મીરના રાષ્ટ્રીય ગીત** જેવું: 'બાગે નિશાત કે ગુલો નાચ કરાન કરાન વલ્લુ' એ ગીત. ૪–૫ **શિકારો**=સહેલગાહ માટે વપરાતી નાની સુંદર નૌકા. **માંઝી**=એ નૌકા ચલાવનાર ખલાસી. ૧૦ કાશ્મીર યક્ષ, કિન્નર, ગંધર્વનું નિવાસસ્થાન હતું, એનો ઉલ્લેખ આપણા પ્રાચીન ગ્રંથોમાં કરવામાં આવ્યો છે. એને પૃથ્વી ઉપરનું સ્વર્ગ ગણ્યું છે તે હકીકત બહુ જાણીતી છે. ૧૮–૧૯ **શાલેમારી અને નિશાતી**: શાલેમાર અને નિશાત નામના દાલ સરોવરને કાંઠે આવેલા સુપ્રસિધ્ધ મોગલ બગીચાના. **નસીમ અને નગીન**: બીજા બે ઉપવનો. ૨૪ **કવિકુલનૃપ**=કવિકુલગુરુ કાલિદાસ. ૨૫ મેઘદૂતની નાયિકા. ૨૬ **જેલમ**=સિંધુની શાખા, શ્રીનગર શહેર વચ્ચે થઈને વહે છે. કાશ્મીરની ખીણમાં એ નદી સૌથી અગત્યની

છે. ૩૦ **સોન**=શ્રીનગરથી લગભગ ૧૫ માઈલ છેટે આવેલી છે. ૩૩ **લેખર** અથવા **લીડર**: પહેલગામ પાસેથી વહેતી નદી. ૩૪ **દાલ**: શ્રીનગર પાસે આવેલું સુંદર સરોવર. ૩૭ **જલઘર**=house-boat. ૩૮ **તરતા બાગ** floating gardens એ દાલ સરોવરની વિશિષ્ટતા છે; આમાં તડબુચ, શાક ભાજી વગેરે થાય છે, અને ગમે ત્યારે આખાયે બાગને હોડી સાથે બાંધી બીજે સ્થાને લઈ જઈ શકાય છે. ૩૯ **શાહી બગીચા**–નિશાત, શાલેમાર ૪૦ મોગલ સમ્રાટોએ બનાવેલા માટે શાહી. ૪૧ શોભાધિકે ને સ્થાને શોભાધિકયે વાંચવું. ૪૬ **વુલર**: હિંદુસ્તાનનું મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર. ૫૨ **ચશ્મેશાહી**=Royal spring. શ્રીનગરથી થોડે દૂર આવેલો ચશ્મો-ઝરો. એની આસપાસ વિલાસી શાહ જહાંગીરે સુંદર બાગ બનાવ્યો છે. આ સ્થળ નૂરજહાંને ઘણું પ્રિય હતું. ૫૫ **વેરી નાગ**: જેલમનું મૂળ. ત્યાં જમીનમાંથી પાણીનો ઝરો પ્રબલ વેગથી નીકળે છે. ૫૭ અહીં જેલમ અને સિંધુનો નિર્દેશ છે. ૫૮ **ચિનારી**=ચિનારની, એક જાતનું ઘટાદાર ઝાડ. ૬૨ **સુલેમાની તખ્ત**: શંકરાચાર્યની ટેકરી તરીકે પણ ઓળખાય છે. શ્રીનગરથી એકાદ ગાઉ દૂર છે. ૭૨-૭૩: માનવની અનેક ઈચ્છાઓ, આશાઓ બરફની બનાવેલી આકૃતિની માફક ધીમેધીમે ઓગળી નાશ પામે છે, એ માનવજીવનની વિષમ ઘટનાનો નિર્દેશ અહીં થયો છે. ૭૪-૮૯ અદ્ભુત અને અજિત નંગા પર્વત આ પંક્તિઓમાં વર્ણનનો વિષય બન્યો છે. ૯૧ **અધૂકડા**=અર્ધથી પણ ઓછા અંશે વ્યક્ત થએલા.

**દિવાસ્વપ્ન** ( પૃ. ૪૬-૪૭ ) આ કાવ્ય યૂરોપ જતાં સ્ટીમરમાં રચાયું હતું.

**હોત તો** ( પૃ. ૪૮ ) Swinburne ના Match નામના કાવ્યની નીચેની પંક્તિઓના સંસ્કાર આ કાવ્યની શરૂઆતની પંક્તિઓમાં સ્પષ્ટ છે.

If love were what the rose is,
And I were like the leaf,
Our life would grow together......

આ ગઝલમાં મફાઇલુન્, મફાઇલુન્, મફાઇલુન્, ફાલાત્: એ માપ છે.

**મિલન** ( પૃ. ૫૦ ) ૧૦ **હૈયાવેગો** = હૃદયના આવેગો.

**ગુનેહગારી ન નાહાની** ( પૃ. ૫૧ ) ૪ **પરિંદાની**=પરિંદું એટલે પક્ષી, તે ઉપરથી-પક્ષીની. ૬ **ઇનાયત** = આજ્ઞા, રજા. ૧૦ **તલબ** = તૃષ્ણા. **બાદાની** = શરાબની. ૧૪ **ગુનેહગારી ન નાહાની**: અહીં 'ન' નો સંબંધ ગુનેહગારી અને નાહાની બંને જોડે લેવો.

**ત્રિનેત્રીને**-( પૃ. ૫૨-૫૫ ) 'વિક્ટોરિયાના ઘોડાને 'ની પેઠે આ રચના પણ સ્વૈરવિહારી-રસળતી શૈલીની છે. **ત્રિનેત્રી**=મોખરે ત્રણ બત્તીવાળી લોકલ ઇલેક્ટ્રીક ટ્રેન. ૩૩ **અભિસારિકા**-પ્રિયતમને મળવા જતી સ્ત્રી. અહીં એનો તલસાટ, અધીરાઈ વગેરે ભાવોનો નિર્દેશ કર્યો છે. **૫૪ હંગામી** = કામચલાઉ, ઉછીથી ધારણ કરેલી.

**મૃત્યુશય્યાથી**-( પૃ. ૫૬ ) એક અંગ્રેજી કૃતિનો આ કાવ્ય અનુવાદ છે.

**અશ્રુને**-( પૃ. ૫૭ ) અશ્રુ વિશે અનેક કવિઓએ અનેક રીતે પરામર્શ કરેલો છે. માનવહૃદયના વ્યાપારમાં અશ્રુનું સ્થાન જ એવું છે કે અનેક રીતે અશ્રુનો કાવ્યકલામાં પ્રવેશ સ્વાભાવિક બને. અહીં કવિએ નમોલાં-નકામાં અને અમોલાં-અમૂલ્ય, sentimentalismનાં અને pathosનાં અશ્રુ વચ્ચે વિવેક કર્યો છે. નિગૂઢ કરુણ લેખકને ઇષ્ટ છે તે યોગ્ય જ છે, પણ કરુણને અશ્રુરૂપે કદી પણ પ્રગટ ન થવાની આજ્ઞા જરા વધારે પડતી નથી? કદી કદી કરુણ એવી કોટિએ અવશ્ય પહોંચે જ્યારે તેનું પ્રગટીકરણ શકય જ ન હોય એ ખરું છે.

**સૌભાગ્ય** (પૃ. ૫૮) લેખકે મરાઠી માસિક **मनोरंजन** માં વાંચેલા કાવ્ય ઉપરથી આ રચના કરી છે. પ્રસંગ અને ભાવ મૂળના જ છે પણ કેવળ ભાષાંતર નથી.

**મીઠી પળ** (પૃ. ૫૦) : અહીં મૃત્યુને માત્ર મૃત્યુ તરીકે નહીં પણ પ્રણયશૂન્ય સ્થિતિ તરીકે અનિષ્ટ દર્શાવ્યું છે.

**અદષ્ટ-દર્શન** (પૃ. ૬૨) નામકરણથી 'અગતિ ગમન' 'અદૃષ્ટિ દર્શન' એ જાણીતાં કાવ્યોનું સ્મરણ તત્કાળ થશે. અદ્રષ્ટને સ્થાને અદષ્ટ વાંચવું. ઓમર ખય્યામની નીચેની પંક્તિઓનો ભાવસંસ્કાર બીજી કડીમાં સ્પષ્ટ છે.

There was a door to which I found no key;
There was a veil past which I could not see.

**અનાથ નાવ** (પૃ. ૬૩) ૩ **કલૈંદુ**=બીજનો ચદ્ર. ૫ **સૌદામિની**=વીજળી. ૧૦ **ખરાબે**=ખરાબા ઉપર, ૧૩-૧૪ આ પંક્તિઓમાં શેકસ્પીઅરના નીચેના જાણીતા કથનનો ભાવસંસ્કાર સ્પષ્ટ છે.

There is a divinity that shapes our ends:
Rough hue them how you will.

**સ્મરણવીણા** (પૃ. ૬૪) ૬ **સરોદ**=સૂર. અવાજ. ૧૬ **તનહાઇ**=એકાંત.

**સમીક્ષા** ( પૃ. ૬૫-૬૮ ) ૧ **સંવત્સરી** શબ્દને જે વિશિષ્ટ સંસ્કારો વળગેલા

છે તે જોતાં તેનો પ્રયોગ અહીં કંઇક ખૂંચે છે. ૧૪ અધીકીને સ્થાને અધિકી વાંચવું. ૧૭–૧૮ આ જ પ્રકારનો વિચાર આ જ લેખકના 'અરે નાનું હૈયું' એ કાવ્યમાં આગળ આવી ગયો છે તે સરખાવો. ૨૮ **હૈમગિરિ** એટલે ? હિમાલય કે સુવર્ણગિરિ ? **૩૧–૩૨ : त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयम् । त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ॥** એ સુપ્રસિદ્ધ પંક્તિઓ સાથે સરખાવો. ૩૨મી પંક્તિમાં **આશની ટીલડી** કહી છે તેને બદલે ચંદ્રિકા કે એવું બીજું રૂપક હોત તો ? **ટીલડી** = તારાકણી, પ્રકાશબિંદુ. ૪૪ અવાક્‌ને સ્થાને અવાક વાંચવું. ૪૭–૪૮ આ પંક્તિઓમાં સૌ. પુષ્પાબેનનાં કાવ્યોનો અને અપ્રગટ કાવ્યસંગ્રહનો નિર્દેશ હશે ? **કુસુમો** = કાવ્યો અને વેણી : કાવ્યસંગ્રહનું નામ ? **૫૨ ચિત્રલેખા :** આ લેખકની કાવ્યસૃષ્ટિ; જુઓ ચિત્રલેખા કાવ્યમાં એ શબ્દ ઉપરનું ટિપ્પણ. ૬૩–૬૪ : માનવજીવનની પ્રગતિનો ગરવો ગિરિ અને તેના આયુષ્યના એક એક વર્ષનાં સો શૃંગો.

**કટુ શબ્દો** ( પૃ. ૬૯ ) ૧૩–૧૪ : અહીં કવિએ હૃદયભાવ અને મનોભાવ વચ્ચે વિવેક કર્યો છે.

**સાદ** ( પૃ. ૭૦–૭૧ ) યુરોપથી પાછાં ફરતાં આ કાવ્ય સ્ટીમરમાં રચાયું હતું ૨૨ અને ૩૯ 'મારા' ને સ્થાને 'મારાં' જોઈએ. ૨૪ 'માણતા' ને સ્થાને 'માણતાં' જોઈએ. ૩૧–૩૨ : સ્વ. નરસિંહરાવની ચિત્રવિલોપનમાંની પંક્તિઓ સંભારો.

**શું યાચ્યું ?** ( પૃ. ૭૨ ) ૪ શશિને સ્થાને શશી વાંચવું. ૧૩–૧૪ : સખીએ કરેલા અર્પણનો ઋણસ્વીકાર અને ભવિષ્ય માટેની આકાંક્ષા અહીં વ્યક્ત કર્યાં છે.

**એકલાં ?** ( પૃ. ૭૪ ) **નિબિડ** : સંસ્કૃતમાં વિશેષણ જ છે. અહીં નિબિડ = નિબિડ પ્રદેશ એમ ગણવાની છૂટ લીધી જણાય છે, પણ અનુચિત જ.

**હૃદયવાદ્ય** ( પૃ. ૭૫ ) ૮–૧૦ ઉરવાદ્ય બસુર બનવાના અનેક વ્યાવહારિક કારણો આપ્યા છે. જીવનમાં બીજા વ્યાપારો, ઉપાધિ. આકાંક્ષા આવતાં પ્રણય જીવનમાં પ્રધાનસ્થાને હોવા છતાં બીજા વ્યવસાયો સમય અને શક્તિ માગી લે છે.

**હજી યે ઉરે** ( પૃ. ૭૬ ) આ રાસનો ભાવ લેખકના જ આગળ આવી ગયેલા સમીક્ષા નામના કાવ્યના ભાવ ( ખાસ કરીને છેલ્લી ચાર પંક્તિઓ ) સાથે સરખાવો.

**શરદ પૂનમ** ( પૃ. ૭૭) આ રાસમાંના કેટલા શબ્દપ્રયોગો, અને ભાવો લેખકે આપણા કેટલાક જૂના રાસોમાંથી લીધા છે. ૭ **હુતાશની**=હોળી. સંસાર હોળીના ઉત્સવ ખેલી રહ્યો છે ત્યારે રાસની નાયિકાના હૃદયમાં વિરહની હોળી બળે

છે. ૮ **હેતની હેલી**=સ્નેહની ઝડીઓ, વૃષ્ટિ. ૧૨ : પ્રીતમના વિયોગકાળ દરમ્યાન વેલ અને વૃક્ષના ફળ ફૂલ એમને એમ ખીલી, પાકી ખરી જાય (ઉલી જાય) છે. ૨૧–૨૪ બાર બાર માસના વિરહ પછી પ્રિયા અને પ્રિયતમનું શરદપૂનમની રાતે અટારીમાં મિલન થાય છે.

**દ્વારે ઉભા કૂતરાને** (પૃ. ૭૮–૭૯): ઉઠાવ અન્યોક્તિનો છે પણ તે છેક સુધી પસરતો નથી. ૭–૯ આ પંક્તિઓ અતિસ્ફુટ લાગે છે. ૧૦ **સન્યાસને** સ્થાને સંન્યાસને વાંચવું. ૧૧ **જેમ તું**=તારી પેઠે, તારી જેમ. ૧૫–૧૮: દત્તાત્રયની સાથે કૂતરા ફર્યા કરે છે–કૂતરા એ એના સાથી છે એનો અહીં નિર્દેશ કર્યો છે. દત્તાત્રયની સરલતા જાણીતી છે. ૧૮ કૂતરાને સ્વર્ગમાં દાખલ થવાનો અધિકાર નથી, માટે એને સ્વર્ગનો અક્ષત કહ્યો છે. ૨૪–૨૫ આપણી ખોટી ખુશામદ થાય છે એમ સમઝતાં છતાં ખુશામદખોરો આપણી પાસે એમનું ધાર્યું કયાં નથી કરાવી જતા !

**એક નિવેદન** (પૃ. ૮૧–૮૨) 'વિકટોરીયાના ઘોડાને' અને 'ત્રિનેત્રીને'–વર્ગની જ આ રસળતી રચના છે. એકવાર લેખકે પોતાના વિદ્યાર્થીઓને વર્ગમાં 'એક હજામની આત્મકથા' નામે નિબંધ લખવા આપ્યો હતો. વિદ્યાર્થીઓ નિબંધ લખતા હતા તે દરમ્યાન લેખકે આ રચના કરી હતી. ૮ **ભટોળિયાં**=નાનાં છોકરાં. ૯ **ફળી**=ફળિયામાં. ૧૮ **તવારિખ**=ઇતિહાસ. ૪૨ : આજે લગભગ એકેએક જણ પોતાની હજામત સ્વહસ્તે કરે છે, હજામની અવદશાનું આ કારણ શું નથી ?

**રાગિણી** (૮૩–૮૫) આ રચના રા. ઇંદુ પારેખના એક ચિત્ર ઉપરથી સ્ફુરી છે. ૧ સરખાવો શ્રી. ઉમાશંકર જોષીની પંકિત : 'પ્રભાતે મંદ પ્રસ્પંદે પૃથ્વીનું પોપચું ખુલે.' ૫: આ પંક્તિ પ્રસિદ્ધ Hope ચિત્રનું સ્મરણ કરાવે છે. પણ અહીં રાગિણી આશાનું નહીં પણ વિશ્વમાં નિગૂઢ સંગીતમયતાનું પ્રતીક ગણવું હોય તો ગણી શકાય. જુઓ પંકિતઓ ૧૧–૧૪. ૨૪ **પ્રણવશો**=ૐકાર જેવો. આ પંક્તિ વ્યાકરણદોષવાળી બની ગઈ છે. [પ્રણવશો મૃદુ સૂર ઉચકયો, અથવા પ્રણવશા મૃદુ સૂરને ઉચકયો એમ કહેવાય પણ પ્રણવશો મુદુ સૂરને ઉચકયો ન જ કહેવાય.] પ્રણવધ્વનિનું લક્ષણ મૃદુતા નહીં પણ ગંભીરતા પ્રધાનપણે, તે ઉપર લક્ષ રહ્યું લાગતું નથી. ૨૭ 'ગણ' શબ્દ નરજાતિનો છે, અહીં નપુંસકલિંગમાં વાપર્યો છે. ૨૭–૩૮: સંગીતમુગ્ધ હરિણનું વર્ણન સ્વ. કલાપીના 'વીણાના મૃગ'માંના મૃગનું સ્મરણ કરાવે છે.

**ભૂંડના સર્જકને**—(પૃ. ૮૭–૮૯) ૩–૧૦: અજબ વિચિત્ર ભૂંડનું વર્ણન.

અન્યોક્તિનો આશ્રય લઇને (દ્વારે ઉભેલા કૂતરામાં છે તેમ) ભૂંડ જેવા વિચિત્ર માનવભૂંડોનું સૂચન પણ ઉદ્દિષ્ટ છે એમ લાગે છે. ૧૦ સુક્ષ્મતાને બદલે સૂક્ષ્મતા જોઇએ. ૧૧–૧૨ આવાં ભૂંડો અને ભૂંડ જેવાં સ્થૂલ જડપ્રકૃતિ માનવોના સર્જનમાં કર્તા જગતકર્તાનું મનસ્વીપણું–સ્વચ્છંદ–તરંગ જુએ છે. ૧૫ સૃજનઝંખના= સર્જન માટેની ઝંખના. 'સૃજન' શબ્દ રા. નાનાલાલ કવિએ ખોટો ચલાવ્યો છે તેને રૂઢપ્રયોગ ગણવો ? ૧૭–૧૮ સર્જન વ્યાપારથી શ્રમિત થયેલા સર્જકે શેષ માટીનો પિંડ જગતમાં ફગાવ્યો–ફેંકયો–તે ભૂંડરૂપે જણાયો. કવિએ પણ આ તર્ક ઠીક ફગાવ્યો છે ! ૨૧–૨૭: ભૂંડના સર્જન વિશે જુદા જુદા વિતર્કો લેખકે સૂચવ્યા છે ૨૮–૩૩: ભૂંડ જેવા ભૂંડા સર્જન માટે ઈશ્વરને ઉપાલંભ પ્રશ્નો કર્યા છે. ૩૨ ઠપકવાઃ ઠપકો આપવા. ૩૯–૪૧: જો હું અપૂર્ણ તો આ ભૂંડસર્જક પણ અપૂર્ણ કયાં નથી ? જો હું અફળ નીવડું છું તો આ ભૂંડ સર્જક પણ કયાં અફળ નથી નિવડતો ? આવા આત્મસંતોષથી કવિહૃદય–માનવહૃદય નાચશે, રાચશે, ગાશે પણ. ૪૨: કટાક્ષ વચન. ૪૬–૪૭ વરાહરૂપ: વરાહ અવતારનો અહીં નિર્દેશ કર્યો છે. ભૂંડરૂપ ઈશ્વર સ્વપ્નમાં પણ સ્ફુરે તે કરતાં ઈશ્વર વિલુપ્ત જ થઇ જાય તે સ્થિતિ ઈષ્ટ ગણી છે.

**અજંતા** (પૃ. ૯૦–૯૧) **૧૦ વિભાવના કાર્ય**: વિભાવના (conception) અને કાર્ય (execution) ૧૯ અજંતા વિશે આજનું જગત કેવળ અજ્ઞાત હતું. સૈકાઓ સુધી જગત ધર્મ, અને કલાના કેંદ્રરૂપ અજંતાને ભૂલી ગયું હતું. ૧૮૧૯માં એક અંગ્રેજ સૈનિકે અકસ્માત જ એક સાધન છતું કર્યું; ત્યાર પછી એનો થએલો પુનરોદ્ધાર–એ વાતનો અહીં ઉલ્લેખ કર્યો છે. ૨૬ **અતિમનુષ્ય**=અદ્ભુત, આત્મસામર્થ્યમાન મનુષ્ય superman.

**પૂ. નરસિંહરાવને**–(પૃ. ૯૨–૯૩): આ કૃતિ નરસિંહરાવભાઇને ૭૫ વર્ષ પૂરાં થયાં તે પ્રસંગે એમને અર્પણ કરી હતી. ૨ **અમારાં**=અમારાં બંનેનાં ૫–૮ નરસિંહરાવભાઇને જીવન દરમ્યાન અનુભવવા પડેલા વિષમ આઘાતોનો નિર્દેશ કરીને એમણે અસાધારણ ધૈર્યબળ અને ધાર્મિક શ્રદ્ધાથી તે બધા શાંતિપૂર્વક સહન કર્યા એ એમનું વ્યક્તિત્વલક્ષણ અહીં દર્શાવ્યું છે ૯–૧૬ અહીં કરેલું રૂપકવર્ણ સ્વ. નરસિંહરાવભાઇના જીવનકવનના પરિચિત જનોને સાચું જ જણાશે. ૯–૧૦ માં dead volcano શાંત જ્વાલામુખીનું રૂપક લીધું છે ને ૧૧–૧૨ માં તે છોડીને ઉદધિનું સ્વીકાર્યું છે. ફરી પાછું ૧૩–૧૬ માં ગિરિનું રૂપક યોજ્યું છે. ૧૭–૨૦: સ્વ. નરસિંહરાવભાઈની અત્યંત પરિચિત પંકિતઓ—

**આ માનવી જીવનની ઘટમાળ એવી,**
**દુ:ખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી**

× × ×

**આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે. :—**

વગેરેમાં સૂચિત એમની જીવનદૃષ્ટિનો સંવાદ અહીં પ્રગટ કર્યો છે. **૨૧–૨૪** માં **૧૭–૨૦** ના વિચારની પુનરુક્તિ કરી છે. 'ન શું અમિત આ દિસે જીવન લ્હાણની ભવ્યતા', એટલો વિશેષ ઉમેર્યો છે. **૨૭ ગુરો :** ભાઈ વકીલ અને સૌ. પુષ્પાબ્હેન વકીલના સ્વ. નરસિંહરાવભાઈ વિદ્યાગુરુ હતા એટલે આ સંબોધન પૂરેપૂરું સાર્થ છે. પરતુ વિદ્યાકાળ પછી પણ એમની જોડેનો વડીલ સંબંધ પણ અહીં ઉદ્દિષ્ટ છે.

**શાયરને**—(પૃ. ૯૪) અતિવ લાગણીવશ, કેવળ આત્મલક્ષી કવિને આ સંબોધન છે. કથનમાં કંઇક અંશે કટાક્ષ ને ઠપકો પણ છે. **શાયર**=કવિ. કલાપી ? **રમા**=સ્ત્રી. અહીં પ્રણયિની. પ્રિયતમા. **૨ દમબદમ**= પ્રત્યેક શ્વાસે, હરઘડી. **૪ ગાફીલ**=ગાફેલ, અસાવધાન. **૫ સારી શાયરી**=કવિત્વ સર્વસ્વ. **૭ ગુલબદન**= ફુલના જેવા મૃદુ શરીરવાળી, સુકોમળ. **શામોસહર**=સાંજસ્હવાર. રાતદિવસ.

**નર્મદને** (પૃ. ૯૫) નર્મદશતાબ્દી નિમિત્તે લખાયલું અને નર્મદશતાબ્દી ગ્રંથમાં છપાયલું કાવ્ય. **૧૧–૧૨** આ પંક્તિઓનો ભાવ કવિનો અત્યંત પ્રિય ભાવ જણાય છે. આ સંગ્રહમાં અન્યત્ર બે ત્રણ સ્થળે પણ તે પ્રગટ થયો છે. **૧૯ સખા, સ્વામી, નેતા**,=Friend, philosopher and guide એ જાણીતા શબ્દોનું પ્રતિબિંબ.

**લખું ? ન લખાય...**(પૃ. ૯૬) ૩–૪ અને ૭–૮ માં લેખકની કવિત્વ-ભાવના વ્યકત થઈ છે. **૧૧–૧૨** શ્રમિત ચિત્ત માટે જે અધિકાર ઈષ્ટ ગણ્યા છે તેને કોણ અનિષ્ટ ઠરાવી શકેશે ? Escapism કેવળ સ્વરૂપે ભલે અનિષ્ટ હોય અને છે જ; પરંતુ શ્રમિત ચિત્તને ફરીથી સ્ફુર્તિ પ્રાપ્ત થાય તેટલા પૂરતું Escapism ઔષધ લેખે ઇષ્ટ જ છે.

આ કૃતિને આ સંગ્રહમાં પ્રથમ મૂકેલી કૃતિ જોડે વાચવા ભલામણ છે.

**સુંદરજી ગો. બેટાઈ**

